# સુજ્ઞ સવિતાસુંદરી,

## અને

# ગુણીયલ ગુલાબગૌરી.

### (એક અત્યાનંદદાયક અભિનવ વાર્તા.)

લખનાર—પુરોહિત પૂર્ણચંદ્ર.

## ભાગ પહેલો.



ગુણગર્વી ગુર્જરભૂમિના ભૂષણરૂપ રમણિક રાજનગરમાં રત્નરૂપ રતનપોળના રંગીલા રાજમાર્ગ ઉપરના એક રમ્ય ભુવનમાં રતિસુંદરીને પણ વિસ્મય પમાડે એવી ચિત્તાકર્ષક રસિક રમણી મધ્ય ચોકના અગ્રભાગની ચોકીમાં ઝૂલતા ઝગઝગિત ઝૂલામાં ઝૂલતી હતી.

અહા ! એ ઝૂલામાં ઝૂલતી મનમોહિનીનું મુખ દર્પણના સરખું નિર્મળ, કમળના સરખું કોમળ અને ચંદ્રના સરખું મનહર શાંતિ આપનાર પુર્ણિમાના ચંદ્ર સમાન તેજસ્વી હતું. તેનું ભવ્ય ભાળ વિશાળ અને અષ્ટમીના ચંદ્ર સમાન આકૃતિવંત હતું. તેના લલાટપટમાં ઉદિત સૂર્યના સરખો રક્ત ચાંદલો હતો. તેનાં ભ્રમરો તો જાણે શિકાર શિખાઉ પોતાના સામીદને શિકાર કરવા

વગર પણચની બન્ને કમાનો ચડાવી આપી હોય તેવાં ચતુરચિત્તવેધક ચડેલા ધનુષવત્ વક્ર હતાં, તેનાં મન રંજન લોચન ખંજન પક્ષિના મદનું ગંજન કરે તેવાં અને વિશાળ પાણીદાર હતાં, તેના નેત્રોમાં આંજેલું અંજન અવશ્ય જનમનને વશ્ય કરવાના અંજનરૂપજ હતું. તેની નાસિકા ખરેજ જાણે સિદ્ધ પુરૂષોને નિવાસ કરવાની ગુફા હોય તેવી ગ્લાનિકારક પદાર્થોથી રહિત અને સુવાસિત શુકનાસિકા સમાન નમનતાઈવાળી હતી. તે નાસિકાની ડાબી બાજુએ સુંદર અમૂલ્ય છીપનાં સાચાં પાણીદાર મોતીની વાળી પોતાના તરફ જોનારનું મન પોતાની તરફ વાળી લેતી હતી. તેના શ્રવણ જાણે લજ્યાનાં નેત્રો, મનના મિત્રો અને લોચનના મંત્રી હોય તેવો આભાસ આપી રહ્યા હતા. તેના કાનમાં સાચા મોતીની વાળીઓ તારાનું, તારામંડળનાં નંગો જડિત નાજુક નખલો બીજના ચંદ્રનું, અને માછલી ભાતનાં એરિંગો માછલીઓનું માન મર્દન કરે તેવાં હતાં. તેનાં ગલ્લસ્થળ ગુલાબપુષ્પના ગુલાબી રંગનું ગુમાન ગાળી દે તેવાં હતાં તેના મ્હોંની ફાડ નાજુક હતી. તેના ઓષ્ટ અમૃતબિંબરૂપ માધુર્યતા યુક્ત અને પરવાળાં સરખા લાલ હતા. તેના દાંતોની પંક્તિ દાડિમની કળિઓ સરખી પંક્તિવાળી દેદિપ્યમાન હતી. તેની જીવ્હા અતિ કોમળ અને સુરસ સહિત હતી. તેની વાણી કોયલની વાણીનું પણ પાણી ઉતારી દે તેવી મનમોહક હતી. તેનું હાસ્ય વિજળીની પેઠે અસ્થાઇ (મંદ હાસ્ય) અને મોહિનીરૂપ ચંદ્રકિરણોના પ્રચાર રૂપ ભાસતું હતું. તેના મુખનો સુવાસ અને તાંબૂલાદિ મુખવાસ મદનની આજીવિકારૂપ હતો. તેની હડપચી જાણે વદનરૂપ રાજની સીમાસમાપ્તિસૂચક સર-

વૈનું બાણ હોય તેની પ્રતીતિ દેતી હતી. તેના ગૌર વદન-
ની ગૌરવતાને સ્થિર રાખવા માટે જાણે ભ્રકુટીના મધ્ય ભા-
ગમાં, ડાબા નેત્રના મૂળમાં, ડાબા ગાલ ઉપર, નીચેના ઓઠના
મધ્યમાં અને હડપચીના વચમાં કાળાં નાજુક છુંદણાં વિઘ્ન
વિદારકરૂપ કૃષ્ણતિલક કર્યાં હોય તેવું અનુમાન થતું હતું. તે
નો કંઠ કપોતપક્ષીના કંઠ સરખો છટાદાર રેખાયુકત હતો.
તેના કંઠમાં ધારણ કરેલો હીરાનો હાર જાણે અસાધ્ય પરિ-
શ્રમથી પણ પતિના શિવાય અન્યને પ્રાપ્ત નહીં થનાર સ્ત-
નમંડળ પોતાને પ્રાપ્ત થયાં જાણી અહોભાગ્ય માનતો મહા
મસ્તતામાં ડોલતો હોય તેવો દેખાવ દઈ રહ્યો હતો.
તેની બન્ને ભુજાઓ હાથીની સૂંઢની પેઠે કોમળ ચડા ઉતાર હતી.
તેની ડાબી બાજુની કોણીના ઉર્દ્ધ ભાગે મચ્છરીના મ્હોંવાળું વે-
લદાર સોનાનું કડું પોતાની ઉત્તમ પ્રભાથી પોતાની સ્વામિનીના
ભુજની પ્રભામાં વધારો કરી રહ્યું હતું. તેના કાંડામાં બંધ
બેસતી જાળીદાર નંગ જડિત બન્ને સોનાની બંગડીઓ
શોભી રહી હતી.તેના હાથ માંખણ સમાન સુંવાળા અને કોમ
ળ હતા.હાથની આંગળીઓ મગની શિંગોની યાદી કરાવતી હતી.
તેની ટચલી આંગળીમાં હસ્તમેળાપની આકૃતિવાળી સોનાની
વીંટી હસ્તમેલાપ સમયના પતિપ્રેમના દૃઢબંધન રૂપ કરારનું ભાન
કરાવતી હતી. તેનાં સ્તન હસ્તિના કુંભસ્થળ સમાન ગોળ અને
કઠિન હોવાથી જાણે હાથીઓ પોતાના કુંભસ્થળની શોભા અ-
બળાને આધીન થયાને લીધે પોતાના બળ જીવનને ધિઃકારી સ-
દાને માટે માથા ઉપર ધૂળ નાંખતા થયા હોય તેવી ભ્રાંતિ
થતી હતી. તેનું સુંદર ઉદર ત્રિવલિ યુકત હતું. તેના ઉદર ઉ-
પરની રોમાવલી તથા ગંભિર નાભિ નિહાળી જાણે રતિપતિને
રતિ કરવા રોમાવલીરૂપ શૃંગારલતા અને નાભિરૂપ કૂપ વગેરેની ર-

ચનાવાળો બાગ તો નહીં હોય! એવી સ્હેજ સંભાવના થતી હતી. તેનો કટીપ્રદેશ ઉર્દ્ધ અધોપ્રદેશોની ઉન્નતી નિહાળી ઇર્ષ્યાનું બળ વધવાને લીધે કેવળ કૃશ બની ગયો હતો. તેના નિતંબો નિહાળતાં જાણે મદનદેવે મનુષ્યોનાં મન મથવા એ સુદર્શન ચક્ર ધારણ કર્યા હોય તેવી શંકાને પુષ્ટિ મળતી હતી. તેની યુગલ જંઘ રંભા સરખી કોમળ–સુંવાળી અને ચડાઉતાર જણાતી હતી. તેની પિંડીઓ લંકદાર ધનુકારમા પૃષ્ટ ભાગ સરખી હતી. તેના પગમાં ઘુઘરાવાળાં ઢળકતાં સાંકળાં તો જાણે એ અનૂપમ શૃંગારમૂર્તિના યશની બિરૂદાવળી બોલવા કેવળ યાચકરૂપજ હતાં. તેના સુંદર પગની પાનીયો મહેંદીના રંગથી રકત થયેલી મનને મોહ પમાડતી હતી. તેના પગો કમળદળ સમાન કોમળ હતા. તેના પગની આંગળીઓ ચંપાની કળીઓ સરખી સુંદર અને સાંકળાં ભાતનાં તાછેલાં અંગુઠીઆં તથા જોટવાં સહિત શોભતી હતી. તેના અંગનો સુવાસ જનમનને આકર્ષણ કરવાનું સાધનજ હતું. તેણે પહેરેલાં વસ્ત્રો પરિમલ પૂરિત ઉમદા દેખાવનાં અને લજ્યાના નિભાવનાં સાહિત્યરૂપ હતાં. તેના અંગની કાંતિ કંચનની સમાનતામાં સરસાઇ ધરાવતી હતી. તેના અંગમાં રોમરોમ પ્રતિ ચાતુર્યતાએ નિવાસ કરેલો હતો. ખરેજ આ મનમોહિનીની મૂર્તિ જોતાંજ મુનિજનોના મનમાં પણ તેની ઉપાસના કરવાની ઉર્મીઓ સ્ફુરાયમાન થાય તો પછી અન્ય જનોંનાં મન તેની ઉપાસનામાં તલ્લીન બને તેમાં આશ્ચર્ય જેવું શું છે?

વ્હાલા વાંચકવૃંદ! આ રસિક રમણિ કોણ હશે? અને એની ભવ્ય ચાતુર્યતાનાં વખાણ કરવાની અહિઆં શી અગત્ય હશે? આ પ્રશ્ન સ્વાભાવિકપણે આપના મનમંદિરમાં ઉદ્-

ભવવાને કારણુ મળે તેમજછે માટે ઉત્તરમાં જણાવવું જોઇએ છે કે આ સુજ્ઞસ્ત્રી અહીંના એક નામાંકિત આહેર ગોપાળ ભાઇ ગોવીંદરામની પુત્રી અને ગોકુળભાઇ વૃંદાવનદાસની પત્નિ છે. એનું મૂળ વતન તો વડોદરામાં હતું, પણ એના પતિ અહિયાંની ફોજદારી કોર્ટમાં વકિલાત કરતા હોવાથી તેનો નિવાસ અહિંની રતનપોળમાં થયો હતો. આ આપણી સવિતાએ વડોદરાની કૉલેજમાં સારી રીતે કેળવણી લીધેલી હતી, જેથી આ કાર્ય કરવા યોગ્યછે અને આ કરવા યોગ્ય નથી. આ કામથીલાભ થશે અને આથી હાની થશે વગેરે વગેરેનું જ્ઞાન પૂર્ણપણે ધરાવતી હતી. ઘરનો હિસાબ કિતાબ પણ પોતેજ રાખતી હતી. પશુ પરિચારકો વગેરેની યોગ્ય પ્રકારે સાર સંભાળ કરતી હતી. તેના સ્વભાવથી ઘરનાં આડોસી પાડોસી નાતિલાં કે પરનાતિલાં વગેરે સર્વે કોઇ પૂર્ણ સંતોષવંત હતાં. તેમજ પોતે સદાચારી સમયસૂચક અને સર્વે સાથે સમાન દૃષ્ટિ રાખનારી હોવાથી દરેક જનો તેના પ્રત્યે શુદ્ધ પ્રેમભાવથી નિહાળતાં હતાં. તેનો ઘણો ખરો વખત ઘરના કામકાજની દેખરેખમાં ભરત સીવણ અને પુસ્તક નિરીક્ષણમાં વ્યતીત થતો હતો. તેનો મુખ્ય નિયમ એ હતો કે જેમ બને તેમ શરીરને આરોગ્યતામાં રાખવાનાં યત્ન આદરવાં; કેમકે જો શરીરસંપત્તિ સદૈવ આરોગ્યતાથી પૂર્ણ રહે તો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થને સંગ્રહ કરી શકાય છે. શરીર તો હમેશાં રોગ રહેવાના મંદિરરૂપજ છે, તે શરીરને રોગથી બચાવવું એજ મનુષ્યનો ધર્મ છે. "એક તન્દુરસ્તી હજાર ન્યામત અથવા શરીરે સુખી તો સુખી સર્વે વાતે (અને) શરીરે દુખી તો દુખી છે સદા તે." એજ એનો મુખ્ય મંત્ર હતો. જો કે આણુ

નિક સમયમાં કેળવણી પામેલી સ્ત્રીઓ પૈકી કેટલીક અર્દ્ધદગ્ધ સ્ત્રીઓએ એજ કેળવણીને ખાસ કેળવણી માનેલીછે કે–પતિને ગમાર સમાન ગણવો, ચાવી ચાવીને ચાવળું ભાષણ કરવું, જમીન ઉપરથી કચરો વળાય તેવી નીચી સાડી પ્હેરવી, શરીરને બંધ બેસતી ચોળી પ્હેરવી, નવાં નવાં અને ભાતભાતનાં વસ્ત્રો ખરીદી પતિને દેવાનો દાસ કરવો. ચટક મટક ચંચળ ચાલથી ચાલવું. ગાન તાનમાં કે નાટક ચેટકમાં ગુલતાન રહેવું. વડીલોની મર્યાદા રાખવાની રૂઢીને કઢંગી રીત ગણવી,મોટાઈના બોલ બોલી સામાની છાતીને છોલી નાંખવી; અને ભણતરનું સવળું ચણતર ન ચણતાં અવળું ચણતર ચણી બનીઠની પરપુરૂષ સાથે ઘણી મમતા વધારવી. રસોઇ વગેરે પોતાના ઘરકામમાં તો ધબડકો, પણ સારાં સારાં સ્વાદિષ્ટ ભોજન આદિનો સબડકો લેવો એમાં કુશળતા ધરાવવી. માત્ર ઉપરથી ટાપટીપ રહેવું. પણ અંદર એકંદર રીતે તપાસતાં વંદરના સમાન ગુણો ગ્રહણ કરવા. પણ આપણી સવિતામાં તેવા ગુણ જોવામાંઆવતા નહોતા અને એ પૂર્ણ કેળવણી લેવાથીજ સર્વે પ્રકારે પ્રશંસાને પાત્ર હતી.

પ્રિય વાંચનાર ! આ આપણી સવિતાસુંદરી જો કે હલકા કુળમાં અવતરેલી હતી; છતાં પણ સુજ્ઞશિરોમણીની ગણનામાં અગ્રગણ્ય હતી; એ માત્ર શ્રીમતી સર્વસુખદાયિની વિદ્યાદેવીનોજ પ્રતાપ હતો. અને વિદ્યાના વસિલાથીજ સવિતા અને સવિતાના પતિ તથા તેનાં સગાં સંબંધીઓ બાહેર છતાં સર્વવાતમાં માહેર થઇ ઉચ્ચ દરજ્જે પહોંચ્યાં હતાં. એક ફારસી ગ્રંથકારે કહ્યું છે કે:–

“ કલમ સર્વથી વિશેષ સત્તાવંતછે. જો તેને હાથમાં પકડી લખતાં આવડે તો એક વખત તો ગમે તેવો કમનસીબદારને

પણ દોલતના ડુંગરપર અને શાહના તખ્તપર બેસાડવા શક્તિ-વંત બનાવી દેછે. ”

વ્હાલા વાચકો ! કદાચિત્ એવી શંકા કરશો કે આહેર જ્ઞાતિમાં સવિતાસુંદરી વગેરે નામો સાંભળવામાં આવતાં નથી. તો તેના સમાધાન માટે એટલુંજ કહેવું બસ છે કે આ વિસમી સદીના વિશાળ સુધારાને લીધે હવે અમુક નામો અમુક જ્ઞાતીમાંજ હોય એવી પ્રનાલિકા સ્થિર રહી નથી. પરંતુ વાણીઆઓમાં પણ મધુસૂદન, અરિમર્દન, ચંદ્રકાન્ત, રતિકાન્તા, વિલાસિકા, અનુસૂયા, ભારતી, શારદા, ભાગીરથી, વગેરે નામો, તેમજ કણબીમાં સોમનાથ, શંભુપ્રસાદ, દુર્ગાપ્રસાદ, સવિતા, કમળા, સકુંતલા વગેરે નામો. અરે ! દરજી મોચી વગેરે વસવાયાઓમાં પણ તેવાંજ નામો પાડવામાં આવે છે. જુના જમાનામાં કે દેશી રાજ્યમાં તો પોત પોતાની જ્ઞાતિને અનુસરતાંજ નામ પોષાક વગેરેનો ઉપયોગ થતો હતો. પણ હાલતો બ્રિટિશરાજ્યના અમલમાં તે વાત મરણને શરણ થઇ ગઈ છે. એ સઘળો પ્રભાવ આ જીવતા જાદુખોરીઆ જમાનાનોજ છે કે જેથી વાઘ બકરી એક ઓવારે પાણી પીએ છે. ધન્ય છે બ્રિટિશ શહેનશાહતને ! રંગ છે નાં. એડવર્ડના રૂડા રાજ્યતંત્રને ! શાબાશ છે સાહેબોની કિરતારી કરામાતને અને આફ્રિન છે યુરોપખંડી મહાશયોની અક્કલને !! કે જેણે પાંચ હજાર માઈલને છેટે અને દરિયાપાર રહેતાં છતાં પણ ચોર, ચુગલખોર, ચાંચીઆ, લાંચિયા, ક્રૂર, શૂર, અને પૂરનૂરવાળા નરો, નરવરોના જોહાકી જુલ્મી આપખુદીના જોરદોરને જોર જુલ્મથી નહીં પણ હસી હસાવી તેનો ત્રાસ તોડી પાડીને હિંદિપ્રજાને સુખ શાંતિ આપી આબાદ બક્ષી છે, એ કાંઇ ઓછા પ્રતાપની વાર્તા

નથી.! અને એટલાજ માટે શુધ્ધાંતઃકરણથી પ્રેમપૂર્વક ઇચ્છીએ છીએ કે "અતિ અમલ ઇશ વધારજો એડવર્ડનું આ વિશ્વમાં."





પ્યારા પાઠકો! આ આપણી વાર્તાની નાયિકા સવિતાનાં પીઅરીઆં અને સાસરીઆં તેમજ અન્ય સગાં સંબંધી વગેરે સઘળાં છેક દયામણી દશાને પાત્ર હતાં એટલુંજ નહીં, પણ તેમનાં ખાસ અલલગનાં સગાં પણ તેઓના તરફ મમતા બતાવતાં નહતાં, તેનું કારણ અન્ય નહતું પણ માત્ર બિચારાં તેઓ વસુવિનાનાં પશુ જેવાં હતાં. તેથી કોઇ સગાઈ કે ઓળખાણ રાખતાં નહતાં. દુનિયામાં વડાઇ, આબરૂ, અક્કલ, હુંશીઆરી અને સન્માન સર્વે પૈસામાંજ રહેલાં છે. ભલે ભણ્યા ગણ્યા બત્રીશ લક્ષણા હોઇએ, પણ જો પૈસા વગરના હોઇએ તો કોઇ ભાવ પૂછતું નથી. કદાચ ગાંડા, ગમાર કે ગર્વિષ્ટાદિ અનેક અવગુણોથી

ભરપૂર હોઇએ; છતાં પણ જો પૈસાદાર હોઇએ તો તે તમામ દુર્ગુણો, દુર્વ્યસનો અને દુષ્ટ દેખાવ વગેરે, સદ્‌ગુણ સુવ્યસન અને સુદેખાવવાળાજ જણાશે. કેમકે "**સર્વેગુણા કાંચન-માશ્રયંતે:**—" સર્વ ગુણો કાંચન (લક્ષ્મી) નેજ આસરે રહેલાજ છે. કહ્યું છે કે:-

(ગમ ન પડે નરને ગોવિંદની ગતી ન્યારી. એ દેશી.)

જબરૂં છે જરનું જોમ જુગાદિથી જગમાં. જરથી નર તનમાં વર જુસ્સો, રમી રહે રગરગમાંરે. જબરૂં. એ આંકણી.

નીચ હશે પણ ઊંચ ગણાશે, વિવિધ વાતે વખાણાશે; દૂષણ ભૂષણરૂપ મનાશે. જો જરજોમ જણાશેરે. જબરૂં. ૧

અહંબને અંબક (નેત્રો) પર ધારી, વારી જશે વિવેક; એકે અવાજે વાહ વાહ વદશે, અવગુણ ન ગણે એકરે. જબરૂં. ૨

દામ વિના ગણે રામ વિનાનો, દામથી રામજ લેખે; વંદન પૂજન કીર્તન કરીને, ધન્ય જન્મને લેખેરે. જબરૂં. ૩

દામ વિના નહીં કામ સરે એ, વિશે શિક્ષા સાચું; દામ રામ દિન રાત રટોરે, એ વિણ સહુએ કાચુંરે. જબરૂં. ૪

રામથકી પણ રામ વધારે,—દામ વિષે મેં દેખ્યો; દામદર્શથી રામ વિસારે, પ્રતક્ષ પરચો પેખ્યોરે. જબરૂં. ૫

ગુણમંડિત પંડિત કવિ ગાયક, લાયકવાયકવાળા. લાયક લક્ષ્મી વિણ નાલાયક, પાયક સમ ગુણવાળારે. જબરૂં ૬

હુનર હાથ હજાર હશે પણ, વસુ વિના વજવજતા; વૈશાખીવૃંતાક સરીખા, ખાસા ઠુંબા ખમતારે. જબરૂં. ૭

વસુ વિનાના પશુ ખરેખર, જર વિણ નર ખર જેવા; નાણા વિણ ન્હાણા સમ નિશ્ચે, શંબર વિણ શબ જેવારે. જબરૂં. ૮

કૃષ્ણ હેર ઓઇલ શીશી ૧ ના રૂ. ૦ાા

કરામત સહુ માંતજ થાશે, ડાપણ જાશે ભૂલી; વિણ મૂલી
વિદ્યા જર વિણ છે, ફોકટ ન ફરો ફૂલીરે જબરૂં. ૮
દામ વિના કોઇ ડામ ન દે તો, અન્યતણી શી આશા;
પાસા તો પોબાર પડે જો-પાસે સોવના પાસારે. જબરૂં. ૯
માત તાત ને ભ્રાત ભગિનીકે, પુત્ર મિત્ર પ્રિય નારી;
સગપણ વડપણ ગણશે સાચું,હશે જો ધન હિતકારીરે જ. ૧૦
ધનબળથી ધરણીધવ કેરો, હાલ હુકમ તો હાલે;
ખમા ખમા છે રમા જમાથી, એ વિણ હશે બેહાલેરે. જ. ૧૧
પાજી હશો પણ પૈસાથી પ્રિય, પૂર્ણ પ્રમાણિક થાશો;
ખાસ ખેતાબ ખુબીભર ખાસા, મેળવીને મકલાશોરે. જબરૂં.૧૨
નિધન(દરિદ્ર)દશાથી નિધન(મરણ)દશા શુભ,લાખ દરજ્જે લેખું;
જે દૈવાતન દોલતમાં તે-દેવ વિષે નવ દેખુંરે. જબરૂં. ૧૩
હર યત્ને જર હાથ કરો ઝટ, હિમ્મત રાખી હૈયે;
જ્યાં હરકત ત્યાં બરકત મિત્રો, કહો વધુ શું કહીએરે. જ. ૧૪
માટે સહુ પહેલાં જર જોડો, ગર્વ ગુણોનો મ્હેલી;
પૂર્ણચંદ્રની પ્રિતે માનો, શિખામણ આ છેલીરે, જબરૂં. ૧૫

વ્હાલા વાચક વર્ગ! જગતમાં કુલિનતાને કે ગુણને આદરમાન નથી, પણ માત્ર પૈસાનેજ આદરમાન છે! પૈસો એજ પરમેશ્વર છે!! અને પૈસા એજ સકળકાર્યની સિદ્ધિ છે!!! અને તેનું પ્રત્યક્ષ પ્રમાણ આપણી સવિત્તાંના વૃતાંતથીજ ખ્યાલમાં લ્યો કે જ્યારે તે સવિતા અને તેના સંબંધીઓ બિચારાં છેક દયામણી દશાને પાત્ર હતાં ત્યારે વતન છોડી '**પુરૂષનું નસીબ પરગણા ઓઠે છે.**' એ કહેવતને માન આપી તેઓએ અહિયાં આવી નિવાસ કર્યો. અને **કાગને બેસવું અને તાડને પડવું.** એ ન્યાય પ્રમાણે ઉત્તરોત્તર તેઓની ભાગ્ય

દશાએ તેમને યારી આપી એટલુંજ નહીં, પણ તેઓ સગાં વ્હાલાંમાં, રાજ દરબારમાં અને શેઠ સાહુકારમાં બહુજ માનવંતાં થઇ પડયાં. અને જ્યાં ત્યાં તેમના પૈસા પોબાર થવા લાગ્યા. પરંતુ એ સઘળો મહિમા માત્ર પૈસાનોજ હતો. અહા!
**જરકી મ્હોબત જરકે તાબે, જર તો જગમેં ખારહૈ;**
**જીસ જાયપેં દેખો યારો તો જરસેં બેડા પારહૈ.**
માટેજ દરેક જનોને કહેવું યોગ્યજ છે કે-**ભજકળદારં ભજકળદારં કળદારંભજ મૂઢ મતે.** !

વિવેકી વાચક વૃંદ! આ ઉપરથી હવે સવિતા કોણ છે અને તેની પ્રશંસા કરવાની શી આવશ્યક્તા છે એ વિષે આપને વિશેષ જણાવવાની જરૂર નથી; કેમકે આપ એની જ્ઞાતિ નામ ઠામ વગેરેથી જાણીતા થયા છો. પણ માત્ર તેની સુજ્ઞતા અને વૈભવવિલાસાદિથી અજાણ છો. માટે તે તરફ વિચરી તેની જાણ કરાવવી દુરસ્ત માટે તે તરફ જરા લક્ષ આપવો ઉચિત જાણી વિદિત કરૂં છું કે:—

જ્યારે આપણાં સુજ્ઞ સવિતાસુંદરી ચોકના અગ્ર ભાગે હિંડોળામાં હિંચતી હતી ત્યારે એક પ્રવિણ પ્રેમદાએ સવિતાના ગ્રહમાં પ્રવેશ કર્યો. એટલે તુરત સુજ્ઞ સવિતા ઝુલાનો પરિત્યાગ કરી હસતે ચ્હેરે પ્રવિણ પ્રેમદાના સન્મુખ પાંચ સાત પગલાં જઇ બોલી કે-" આજે તો મારાં અહોભાગ્ય છે કે મ્હોટી બ્હેને મારૂં ઘર પાવન કર્યું. હમણાં તો તમારાં દર્શન દેવાને પણ દુર્લભ છે. વાર પણ કુશળતો છો?

આવું સ્નેહપૂરિત મધુર વાકય સાંભળી પ્રવીણ પ્રમદાએ મૃદુ હાસ્ય સહિત કહ્યું કે-" બ્હેન! ઇશ્વર પ્રતાપે સહકુટુંબ કુશળ છે! સુજ્ઞ સખી! મને પણ તમને મળવાની અ-

ત્યંત ઝંખના થતી હતી, પણ હાલમાં મેં "વિવેક વિલાસ" નામનું પુસ્તક ભણવું શરૂ કર્યું છે; કેમકે તે પુસ્તક અવશ્ય મનુષ્ય માત્રને ભણવા-વાંચવા જેવુંજ છે અને તેમાં ઘણી બાબતોનું ઉત્તમ પ્રકારે વિવેચન કરવામાં આવેલું તેથી તેના અભ્યાસથી મનુષ્ય સુજ્ઞ વિવેકી અને દરેક બાબતમાં માહેત ધરાવનાર થાય છે."

સવિતાએ આતુરતાથી જણાવ્યું કે-" બ્હેન ! ચાલો આપણે વિલાસગૃહમાં જઇ પછી એ સંબંધી ચર્ચા ચલાવીએ." એમ કહી તે બન્ને જણુ ઉપરના વિલાસગૃહમાં ગયાં અને પછી યોગ્ય આસને તેઓ સ્થિત થયાં સવિતાએ મુખવાસાદિથી પ્રવીણ પ્રમદાની આગતાસ્વાગતા કરી પૂછયું કે- શહાણી સખી તમો જે પુસ્તકનો અભ્યાસ કરોછો તેનો હાલ કયાં સુધી પાઠ સિદ્ધ થયો છે ?"

પ્રવીણ પ્રમદાએ કહ્યું કે "એ પુસ્તકના પાંચમા ઉલ્લાસમાંનો સ્ત્રીને શીખામણ સંબંધી વિષય ચાલે છે અને તેનાં મેં જે વાકય મનન કર્યા તે એ છે કે-"

" કન્યાનાં માબાપ અથવા ભાઈ તેને જે ભર્તારની સાથે વરાવે તે ભર્તાર કદિ તમામ અપલક્ષણોથી પૂર્ણ હોય તદપિ તે ભર્તા ની કન્યાએ દેવતાની પેઠે સેવા કરવી.

જે સ્ત્રી પતિ સૂતાં પછી સૂવે, પતિના પહેલાં જાગે, પતિના જમ્યા પછી જમે, અને પતિ સેવા કેમ કરવી તેનું સારી પેઠે જ્ઞાન ધરાવે તે સ્ત્રી શ્રેષ્ઠ જાણવી.

જે સ્ત્રી પતિના સાસુ સસરાના કે તેના પરિવારના અવગુણ ન બોલે અને અન્ય પુરૂષે આપેલા પાનબીડાને હાથપણ ન અડકાડે તે સ્ત્રી ઉત્તમ જાણવી.

કુલવંતી સ્ત્રીએ મેળામાં, ચૌટામાં, યાત્રામાં, કથા વંચાતી હોય ત્યાં અને નાટકરંગના ઉજાગરામાં જવું નહીં.

જે સ્ત્રી પતિને આવતા જોઇ ઉતાવળી ઊઠી ઉભી થાય. અને પતિના ચરણારવિંદમાં દૃષ્ટિ સ્થાપી તેમને યોગ્ય આસન આપે. જ્યારે પતિ વાર્ત્તાવિનોદ કરે ત્યારે તુરત લાજથી નમ્રતા બતાવી ઉલ્લાસ અને પ્રેમથી ચિત્ત દઇ વિનયથી સાંભળે અને શાંતતાથી મર્યાદા સાચવી પતિની સેવા કરે, પતિ ઉપર કપટ વગર મન રાખે. સાસુ વગેરે વડિલોની પ્રકટ ભક્તિ કરે, નણદોની આગળ નિરંતર નમ્રતાજ રહે, ( અને તેમનો પ્રેમ, મેળવવા ઉત્સુક રહે તથા ) પતિના મિત્રો, ભાઇ ઉપર સ્નેહ-ભાવ રાખે, પોતાની શોકયો વિષે પણ પ્રીતિ ભાવ રાખે ચાકર ચાકરડી વગેરે પરિવાર ઉપર દયાભાવ રાખે, પતિની મિત્રમંડળી સાથે નમ્રતા પૂર્વક ચતુરાઇવાળાં વચનો વદે, ( અને નિર્મળ મનથી તેમની સ્વાગતા કરે ) અને પતિના દ્વેષી ઉપર દ્વેષ રાખે, તે ગૃહસ્થની સ્ત્રી સાક્ષાત્ લક્ષ્મીજ જાણવી.

કુલવંતી સ્ત્રીઓએ ઘરના બારણામાં બેસવું નહીં, તથા નાટક જોવાં નહીં અને ઝરોખામાં-બારીમાં બેસવું નહીં.

વસ્ત્રથી ઢાંકવા લાયક અંગને ઉઘાડું રાખવું, ક્રીડા કૌતુક કરવાં, પરપુરૂષ સાથે ભાષણ કરવું, કામણ કરવું અને ચંચળ ચાલથી ચાલવું એ કુળવંતી કામિનીઓને ઉચિત અથવા ભૂષણરૂપ નથી.

કુળવંતી સ્ત્રીએ પુરૂષ (નોકર) પાસે તેલ ચોળાવવું, પીઠી ચોળાવવી કે ન્હાવું વગેરે કામો કરાવવાં નહીં.

કુળવંતી કામિનીઓએ જોગણ-અતિતાણી-વેશ્યા, દાસી,

ઘાંયજી-વસવાયણ, દુરાચારવાળી સ્ત્રી, ચિતારાની સ્ત્રી, રંગરેજની સ્ત્રી, તથા સુથાર વગેરે કારીગરોની સ્ત્રી કે જે દૂતીની ગણનામાં ગણાય છે તે સ્ત્રીઓની સોબત કરવી નહીં.

કુલવંતી સ્ત્રીઓએ પતિના પરદેશ જવા પછી માત્ર માંગળીક-સૌભાગ્યચિન્હરૂપ જે આભુષણો છે તેજ પહેરવાં; પણ તે શિવાયનાં આભૂષણો પહેરવાં નહીં. સાસુ-સસરા-જેઠ વગેરે વડિલ જનોની પાસે રહેવું અર્થાત્ ન્હાનડીઆંની (અથવા છોકરવાદની) સોબતમાં રહેવું નહીં. ક્રોધ કરવો નહીં, પર ઘર જવું નહીં, વૈરાગી વગેરે વેષધારીઓનો સંગ (અને ભરોંસો) કરવો નહીં અને બાગ બગીચા વગેરેમાં ફરવા જવું નહીં; કેમકે એ કુળવંતી સ્ત્રીને એબ લગાડનારાં કારણો છે. તેમ વળી આંખોમાં કાજળ સુરમો આંજવાં નહીં, ગાવું નહીં, નાચવું નહીં, ઠઠ્ઠા મશ્કરીનાં કે આક્ષેપનાં વચન બોલવાં નહીં, ચોપાટ વગેરે બાજીઓ રમવી નહીં, વૃત્તિ બગાડે એવાં ચિત્રો જોવાં નહીં. કામોદ્દીપનક પીઠી ચોળવી નહીં, પાનબીડાં અને મિષ્ટાન્ન ખાવાં નહીં. તથા જે પદાર્થોથી કે વાર્તાવિનોદથી પ્રીતિ પેદા થાય તેવું કાર્ય કરવું નહીં.

જે સ્ત્રી ડાહી, સંતોષી, મધુરવચન બોલનારી, પતિનું મન રાજી રહે તેમ વર્તનારી અને વખત વિચારીને ખરચ કરનારી હોય તે સ્ત્રી લક્ષ્મી સરખી જાણવી."

પ્રિય બ્હેની! આ વચનોને મનન કરવામાં મારૂં મન પરોવાયું હતું, કેમકે આપણા જેવી કુળવાન્ કાન્તાઓને તો અવશ્ય આ વચનો માન્ય કરવા જેવાંજ છે. મનુષ્યનું મન તો માટીના ઢેફા જેવું છે તે ગંગાજળથી ને ગંધાતા ગટરના પાણીથી સમાન રીતે પલળનાર છે માટે તેને વિવેકમાં રહી સંપાદન

કરેલી વિદ્યાનો સદુપયોગ કરી સુનીતિ અને ભક્તિના પવિત્ર જળથી પલાળવું કે જેથી પરિણામે પૂર્ણ પ્રમોદ પ્રાપ્ત થાય, નહીં કે જે કાર્યના પરિણામે પશ્ચાતાપનો સંતાપ પ્રાપ્ત થાય"

" આ પ્રમાણે પ્રવીણ પ્રમદાનું બોલવું સાંભળી સુજ્ઞ સવિતાસુંદરી કહેવા લાગી કે–"મારી વ્હાલી બ્હેન ! ત્યારે તો એ પુસ્તકનું હું પણ અધ્યયન કરીશ; કેમકે મનુષ્ય માત્રને વિવેકની વિશેષ જરૂર હોય છે. વિવેક વિના નર–નારી વનચર જેવાંજ ગણાય છે, વિવેક તો દશમો નિધિ છે અને સર્વ શુભકાર્ય તેમજ સદ્‌ગુણ એથીજ શોભે છે માટે તમે મને એનું શિક્ષણ આપો. અને એ પુસ્તક કયાં મળે છે, તે બતાવો?

પ્રવીણ પ્રમદા બોલી કે–" અહિયાંના "**ડાયમંડ જ્યુબીલી**" છાપખાનામાં મળે છે. વ્હાલી બ્હેન! એમાંથી હું જે જાણું છું અને ગુરૂમુખથી જ્ઞાન પામી છું તે સઘળું પૂર્ણ પ્રેમ સહિત શીખવીશ; પણ સજની! મને પ્રથમ એ જણાવો કે તમે શું હાલ ડૉકતરી કામનો અભ્યાસ કરો છો? શું આ કબાટ અને ટેબલ ઉપર પડેલી બાટલીઓમાં તમારી અનુભવ સિદ્ધ દવાઓ છે?

આના ઉત્તરમાં સવિતાએ જણાવ્યું કે–" ના રે બ્હેન, હું ડૉકતરી કામ શીખતી નથી, પણ આ બાટલીઓમાં તો ફકત છએ ઋતુઓમાં આપણા શરીરની આરોગ્યતા જળવાય અને સંતતીને પણ એનો લાભ મળે એવી વસ્તુઓ છે."

આ સાંભળી પ્રવીણ પ્રમદા પૂછવા લાગી કે–' પ્રિય બ્હેની! એવી તે શી શી વસ્તુઓ છે કે જેના સેવનથી બારે માસ શરીર નિરોગી રહે અને વળી તે વસ્તુઓનો લાભ આપણી પ્રજાને પણ વારસામાં મળે! જો ઘરવૈદાથી વૈદ્ય ડૉક-

ટરોનાં મ્હોં ન ઉઘડાવવા પડે તો પછી એથી વળી શો વિશેષ લાભ જોઇએ છે? દરેક ડૉકટરો ચાર છ નવ પાઇની દવા આપી ચાર-આઠ-બાર આના જેટલો ગંજાવર ચાર્જ કરેછે. પણ કરવું શું? હરી ફરીને એ લોકોની જરૂર પડે એટલે લાચાર. પરંતુ જો આ તમારા કહેવા પ્રમાણે દવાઓ પોતાનું કામ બજાવી તનદુરસ્તી જાળવતી હોય તો શા માટે ખોટનો ધંધો આદરીએ."

શહાણી સાહેલી! ડૉકટરો તો તેઓની અક્કલ હુંશીઆરી અને જોખમદારીનાજ પૈસા લે છે. અને દર્દ વધ્યાં પછી તો તેઓનીજ અવશ્ય મદદ લેવી યોગ્ય છે. પણ જ્યાં સુધી મનુષ્યો આહાર-વિહારમાં નિયમથી વર્ત્તે છે ત્યાં સુધી તો ખાત્રીથી કહું છું કે વૈદ્ય ડૉકટરોને ઘેર ભાગ્યેજ જવું પડે છે; પરંતુ જ્યારે આપણેજ આપણી મૂર્ખતા કે આળસુપણાને લીધે ઘટતા ઉપાયોનો ઉપયોગ ન કરીએ ત્યારે તો પછી વૈદ્ય ડૉકટરોની ભેટ લેવી પડે એમાં નવાઇજ પણ શી છે? મ્હારી તો ખાત્રી છે કે જો કોઇ પણ મનુષ્ય મારા સિદ્ધાંત પ્રમાણે ઔષધોપચાર—આદિનો ઉપયોગ કરે તો તે મનુષ્ય બેશક નિરોગી રહે છે. અને તેની સંતતીને પણ તેનો ઉત્તમ લાભ વારસામાં મળે છે, એનો મને પક્કો અનુભવ છે!! તેમ વળી મેં જે જે ચીજો પસંદ કરી છે તે તે ચીજો મનુષ્યને ખાવા-પીવામાં કે ચોળવા-લગાડવામાં જરા પણ કંટાળો આપતી નથી, એટલે કે સુગંધી તેલો, ઉમદા અત્તરો, મજેહદાર મુરબ્બાઓ, ગુણકારી ગુલકંદો, સુખકારી સ્વાદિષ્ટ શરબતો અને અસરકારક અર્કો વગેરે વગેરે લેજતદાર—ખુશબોદાર—જોરદાર-અને ખુબીદાર છે. અને એઓના સેવનથી તન તથા મન હમેશાં આનંદમાંજ રહે છે.

આ પ્રમાણે સુજ્ઞ સવિતાનું ભાષણ સાંભળી પ્રવીણ પ્રમદા બોલી કે—"બ્હેની ! તારૂં કહેવું અક્ષરશઃ સત્ય છે. અને મનુષ્ય માત્રને સર્વ કરતાં પ્રથમ પોતાનું શરીર નિરંતર નિરોગી રહે એવા ઉપાયો યોજવાની આવસ્યક્તા છે; પરંતુ દુનિયાંથી કયાં ઓછું ડરવું પડે તેમ છે ? દરેક બાબતમાં જો કે પોતાનાં પિયરના પૈસા વાપરી અંગને આરોગ્ય રહેવા વિવિધ વસ્તુ વ્હોરીએ છીએ; તોપણ તે માટે દુનિયાના પેટમાં દુખાવો પેદા થાય છે. એ મોટી અડચણ છે એટલે પછી શું કરવું. તેમ વળી જે દુનિયાંથી ડરીને ડગલું ભરે તે ડાહ્યો ગણાય છે, એટલે પછી આપણે પણ તેમ કર્યા વિના છુટકો થવાનો છે ?"

સવિતા—"મોટી બ્હેન ! દુનિયાંથી ડરીને ચાલવું એ વધારે ડહાપણ ભર્યું છે, પણ દુનિયાં દોરંગી છે, એટલે લાચાર છીએ. દુનિયાંના તબેલામાં ઘોડાં અને ગધેડાં બન્ને તયાર હોવાથી ઘડી એકમાં ઘોડાપર બેસાડે છે, અને ઘડી એકમાં ગધેડાપર બેસાડે છે. જો એક વાતપર તેનો નિશ્ચય હોત તો તેની બુદ્ધિ અને શુદ્ધ ટેક ઉપર વારી જવા જેવું હતું. પણ આ તો બેઠક વગરના ઢોચકા જેવી છે. જેને માટે કહ્યુંછે કે—

(કામણ દિસેછે અલબેલા તારી આંખમાંરે.)

દુનિયાં દોરંગી બેઢંગી કદરવિહીનછેરે. દુનિયાં૦ ટેક.
સરલ રહે તો મૂર્ખ વદે છે, વક્તાને જગવંચક કહે છે;
વિનય કરે તો કહેશે ધન (નો) આધીનછેરે. દુ૦ ૧
ક્ષમાવંતને નિર્બળ કહેછે, દમનકનેજ અદત્તિ કહે છે;
મધુરવચન બોલે તો કહે એ દીનછેરે. દુ૦ ૨
ધર્મિને તો દંભિ કહેછે, નિષ્પ્રેહીને માની કહેછે;

તૃષ્ણા ત્યાગે તો કહે સુભાગ્યહીનછેરે. દુ૦ ૩
ઉદારને ઉડાઉ કહેછે, લોભીને લખલ્યાનત દેછે;
સંતોને કહે મનના મહામલીનછેરે. દુ૦ ૪
અપક્ષિને કહે એકલસૂરો, પ્રતિજ્ઞને (કહે) હઠવાદી પૂરો;
કલાગરાને કહે ગરજે તલ્લીનછેરે. દુ૦ ૫
એકે વાતે નહિ આનંદી, સદા રહે સહુ સ્થળ સ્વચ્છંદી;
પરસુખમાં પ્રતિવાસર એ ગમગીનછેરે. દુ૦ ૬
અવળાને સવળું આળેખે, સવળાને અવળું કરી લેખે;
ન્યાય થકી પણ એનો ન્યાય નવીનછેરે. દુ૦ ૭
પૂર્ણચન્દ્ર કહે પૂરણ પેખી, દુર્વચ દુર્જય દુનિયાં દેખી,
દુર્મદ દર્પી દોષદર્શદુર્ભીનછેરે. દુ૦ ૮

વ્હાલી બ્હેન! જ્યારે આમછે ત્યારે કહો કે હવે તે દુનિયાને શી રીતે જીતાય! ગોળીએ ગરણું બંધાય; પણ ગામને મ્હોંડે કે તળાવ કુવે ગરણું શી રીતે બાંધી શકીએ?

આ પ્રમાણે સવિતાનાં વચન સાંભળ્યા બાદ પ્રવીણ પ્રૌઢાએ તરત ટેબલપર પડેલી બાટલીઓને હાથમાં લઈ તેનાં એક પછી એક લેબલ વાંચી જોવાં શરૂ કર્યાં.

પ્યારા પાઠકગણ! આ સવિતાને શીખામણ દેનારી પ્રવીણ પ્રમદા માટે તમોને તર્ક વિતર્ક થતા હશેજ, તો તે માટે તરતજ કહેવું ઘટે છે કે એ પ્રવીણ પ્રૌઢા સવિતાની બ્હેનપણી ગુલાબગૌરી છે. અને એ પણ સવિતાની જ્ઞાતીનીજ છે. તેમ સવિતા કરતાં ગુલાબ ઉમરમાં, ભણતરમાં, વિવેકમાં, અને ગુણગૌરવતામાં વિશેષ મર્યાદાવંત હતી. તેનાપતિ પણ બ્રિટીશરાજ્યઅમલના ઉત્તમ અધિકારી હતા. તેમનું નામ કુંજબિહારી હતું અને તેમનું નિવાસસ્થાન ઝવેરીવાડમાં હતું. તેમની

વિવાહિતા આપણી સવિતાની સહિયરજ હતી.તે સહિયર ગુલાબે પડેલા નંબરે પડેલી બાટલીનું પહેલું લેબલ વાંચ્યું, તો તે ઊપર લખ્યું હતું કે:—

## આમળાના તેલથી થતા ફાયદા.

શરીરે ચોળીને ન્હાવાથી ખસ, લુખસ, ખરજવું, દાદર, ગડ–ગુમડ અને તજાગરમીથી થતાં દરદોને સાફ કરે છે. અને શરીરની કાંતિને વધારે છે. માથામાં નાંખવાથી માથાનાં દરદો જેવાં કે ઊંદરી. કીડ, ખોડો એ સર્વેને મટાડે છે. ખરી પડતા વાળને અટકાવી કાળા સુંવાળા કરે છે. તે સાથે મગજ ઠંડુ કરી આંખનો નજળો ઝાંખ કે ઝામર વગેરે થતાં દરદોને અટકાવે છે અને આંખની ખૂબસૂરતીને વધારે છે. કાનમાં નાંખવાથી હરેક પ્રકારના સણકા–ચસકા વગેરે કાનના રોગોનો જડમૂળથી નાશ કરે છે. તેગજ સ્ત્રીઓને માટે અમારૂં બનાવેલું સદરહુ તેલ અતિ ઉપયોગી છે. ફક્ત ગમે તે બીમારીથી સ્ત્રીઓ પીડાતી હોય અને જો માથાના વાળ ખરી પડતા હોય તો એક વાર અમારૂં આ તેલ વાપરો અને ખરી પડતા વાળોને અટકાવી બીજી બ્હેનોને વાપરવા ભલામણ કરો.

## દિલ્લીવાળા લાલા બિશનદયાળ ધર્મદાસ.

જુમ્મા મસજીદ સ્હામે,

અમદાવાદ.

•

બાજુનું લેબલ નીચે પ્રમાણે હતું કે:-

આમળાનું તેલ,
સોનાનું તેલ,
મેંદીનું તેલ,
સુહાગનું તેલ,
નાગોરનું તેલ,
ખસનું તેલ,
પાંદડીનું તેલ,
ચંપાનું તેલ.
ચમેલીનું તેલ,
મોગરાનું તેલ,



કેવડાનું તેલ,
બદામનું તેલ,
નારંગીનું તેલ.
સુગંધીદાર ધુપેલ,
ટરપેનટાઈન તેલ,
રોહોસાનું તેલ,
સુખડનું તેલ,
નાગર તેલ,
કાહુનું તેલ,
દૂધીનું તેલ,

આ પ્રમાણે વાંચ્યા પછી તે બાટલીમાંથી જરા શુદ્ધ આમળાનું તેલ હથેળીમાં કહાડી જોવા લાગી કે જે જેવું નામ તેવુંજ ગુણધામ છે કે કેમ? એમ વિચારી તેની ખુસબોનો ખ્યાલ કર્યો કે તેની ખુશમિજાજદાર ખાસ ખુશબોએ તો ગુલાબના મગજને ખુશ ખુશ કરી દીધું. જેથી ખુશી થઇ બોલી કે–"રૂડયું દિલ્લી શહેર તો મનમોહકજ છે; એટલુંજ નહીં પણ ત્યાંના રહેનારાના ચ્હેરા ને પોષાક પણ મનમોહક છે, તે કરતાં પણ તેઓની જબાન મનમોહક છે અને તેમની બનાવટો પણ મનમોહક છે.

અહા! દિલ્લી! આર્યાવર્ત્તના પાયતખ્ત દિલ્લી! જગની ઝગમગતી જાહેર ઝવ્હેરાત દિલ્લી! ચિત્તને પોતાની ચટકમટકથી ચેટક કરનાર દિલ્લી! દિવાનોને હેરત ઉપજાવનાર દિલ્લી! ત્હારી પૂર્વની જાહોજલાલીને યાદ કરતાં સ્વદેશાભિમાનીઓનાં સજળનેત્ર કરનાર દિલ્લી! વિદેશીઓનો વિજયધ્વજધારક દિલ્લી! અને ના. એડવર્ડના શહેનશાહી અમલનો અમલ

કરનાર દિલ્લી! તારી રમ્ય રચના રચાયાંને હજારો વર્ષ વહી ગયાં; છતાં પણ મનની કઠોરતાને ઢીલી કરવામાં જરા પણ ઢીલ કરતી નથી!!! તો પછી તારાં તેજી તનુજો પોતાની તેજદાર તરકીબભરી ચીજોથી મનુષ્યોનાં મન ઢીલાં ને બ્હીલાં કરી નાખે તેમાં તો નવાઈજ શી!!" ગુલાબે આટલુંજ બોલી તરત બીજી બાટલીનું લેબલ વાંચવું શરૂ કર્યું તો તેમાં–

## ગુલાબનું શરબત અને તેના ગુણો.

ઉન્હાળામાં તાપ વખતે ફરવાથી માથું તપી આવ્યું હોય, પિત્તના જોરથી માથું દુખતું હોય, આંખો હાથ પગ અને છાતી તથા દસ્ત પેશાબ વગેરેમાં બળતરા થતી હોય. ખસ, લુખસ, ગડ–ગુમડ, તાપોડીઆં, ચેળ, ઓરી, અછબડા, બળીઆ, વિસ્ફોટક અને પ્રમેહની જળણ વગેરે દર્દો હોય, પગ ફાટતા હોય પિત્તવિકાર હોય અને દસ્ત સાફ ન આવતો હોય વગેરે વગેરે દર્દો ઉપર **ગુલાબનું શરબત** પોતાના શીતળ રેચક અને શક્તિ આપનાર ગુણોને લીધે ઉત્તમ ફાયદા આપે છે સ્વાદિષ્ટ લેજતદાર છે અને વિશેષે કરીને ગરમીની મોસમમાં વધારે ઉપયોગી છે.

ગુલાબે આ પછી ત્રીજી બાટલી લઈ તેનું લેબલ વાંચ્યું તો તે **લીંબુનું શરબત** હતું. અને તેમાં લખ્યું હતું કે આ શરબતથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે. ઉલટી, મોળ, ઉબકા, અજીર્ણ અને પિત્તવિકારનો નાશ થાય છે. ખોટી ગરમીના મૂળને ખોદી કહાડે છે, તાપની ગરમીને, ગરમીથી કે ઉજાગરાથી દુખતા માથાને મટાડે છે, બગડેલા લોહીને સુધારે છે અને લોહીના વિકારથી અવાળુ પોચાં પડે છે વગેરે વગેરે દર્દોને દૂર કરે છે.

આ શિવાય એક **નારંગીના શરબતની** અને બીજી **અનારના શરબતની** બાટલી હતી. તે તરફ જેવી ગુલાબ ગોરીની નજર પડી તેવામાં તો સવિતા બોલી ઉઠી કે-" કેમ બ્હેન! બાટલીઓની બ્હાલીમાં મન મ્હાલી રહ્યું એટલે બ્હાલી બ્હેની સાથેનો વાર્ત્તાવિનોદ પણ બંધ પાડી દીધો કે શું? હશે ન બોલવું હોય તો ન બોલશો પણ જરા તાપથી તપી આવેલા મગજને શાંત કરવા નારંગીનું શરબત તો પીઓ કે જેની **મખજન-ઉલ--ઉદ્દવીઆ નામના ગ્રંથના કર્ત્તા મીર મહુમદ હુશેને પણ તારીફ કરી છે કે- 'નારંગીનું શરબત** હૉજરીમાં રહેતી ગરમીને, બવાસીર (ગુદાના મસા) થી રહેતી અરૂચિને, દાંતમાંથી પડતા લોહીને, સ્કર્વિ નામના પેઢાંના દર્દને, કરમીઆને, ખાંસીને, દમને, પિત્તના વિકારને, અંગોમાં રહેતી બળતરાને, ચામડીના રોગોને, શરીર ઉપર થતાં રાતાં ચાંદાંને, પિત્તના તાવની ઉલટીને, વારંવાર પાણીના પડતા શોષને, તડકામાં તગડગત કરવાથી તપેલા માથાને, મોળને, પિત્તના જોરથી આવતા ફેરને અને બદહજમીને તરત મટાડે છે. ખૂબસૂરતીને વધારે છે અને ઉનાળાની મોસમમાં તાપના સંતાપથી બચાવે છે. માટે તેના વચનની ખાત્રી તો કરો."

આવું સવિતાનું બોલવું થતાં ગુણિયલ ગુલાબે જરા મ્હોં મલકાવી કહ્યું કે-" સખી! લાવો ત્યારે તો હું એનો અનુભવ લઉં; કેમકે **પરીક્ષા કર્યા વિના પ્રેમ અને પ્રતીતિ પેદા થતાંજ નથી."** આટલું બોલી નારંગીના શરબતનો સ્વાદ અનુભવ્યો. અને બોલી કે-' નીચા લોકોના હાથથી બનેલાં લેમોનેડ અને સોડા વગેરેનો ઉપયોગ કરી ધર્મભ્રષ્ટ કરીએ

છીએ તે કરતાં તો આપણા આર્યભ્રાત દિલ્લીવાળા લાલા **બિશનદયાળ ધર્મદાસનાં બનાવેલાં શરબતો લાખ દરજ્જે લાયક, લાભદાતા અને ધર્મરક્ષક છે!! એમાં જરા પેણ શક નથી.**"

આ પ્રમાણે ગુલાબનું વચન સાંભળી સવિતા બોલી કે- "હું એમ જાણીનેજ એ વ્યાપારીનો માલ ખરીદું છું; કેમકે એક તો તે સ્વદેશી છે અને સ્વદેશી બનાવટનો માલ છે અને બીજું સુંદર શોભિતો પવિત્ર ને સસ્તો છે. જેથી આપણુને **એક પંથને દો કાજ,** એવો ધાટ પ્રાપ્ત થાયછે; એટલે કે આપણુને માલ કિફાયત ભાવે સારો મળે છે અને દેશીભાઇના ઘરમાં દેશના દમડા જાય છે, તો પછી હાથે કરી જાણી જોઇને ધર્મભ્રષ્ટ કરવા વિદેશીમાલ શા માટે વ્હોરવો જોઇએ. ?

શહાણી સાહેલી! મારો તો એ નિશ્ચય છે કે આ જગતમાં ઇશ્વરે સુધરુ મનુષ્યોને માટે જે જે ઉત્તમ ઉપયોગી પદાર્થો બનાવ્યા છે, તે તે પદાર્થોનો જો ઉપયોગ ન કરીએ તો ખચિત ઇશ્વરી ઇચ્છાશક્તિની અવગણના કરી છે એમજ કહેવાય. પ્રત્યેક મનુષ્યે પોતપોતાના કુળ ધર્મને છાજતી ચીજોનો પ્રથમ વિચાર કરી સદાચારને ખામી ન લાગે તેવી વસ્તુઓનો ઉપયોગ કરવોજ યોગ્ય છે. અને તેમ કરવાથી શરીરસંપત્તિ સદૈવ આરોગ્યતાથી પૂર્ણ રહે છે. માટેજ છએ ઋતુઓમાં શરીરસંપત્તિને જાળવવા મારી તો સદૈવ કાળજી છે અને એટલાજ માટે જુઓ આ **વસંત** ઋતુમાં કેસરી રંગની કામદાનીનો સાળુ ઉપયોગમાં લઉં છું. અને આ તથા સ્હામા કબાટમાં પડેલાં **તરેહ તરેહનાં કામદાનીનાં પોત પણ દિલ્લીવાળા લાલા બિશનદયાળની દુકાનેથીજ** ખરીદેલાં છે. આ ઋતુમાં કફનો વધારો હોય છે, તેથી કફને નાશ કરનારાં શર-

બત અને મુરબ્બાઓનો ઉપયોગ કરવો કહ્યો છે એટલા મા-જ‌ટે **આદાનો મુરબ્બો, હરડેનો મુરબ્બો અને દ્રાક્ષનું, તથા ઉન્નાબનું શરબત** ઉપયોગમાં લઉં છું."

ગુલાબ બોલી કે-"સાહેલી! એનાથી શું શું ફાયદા થાય છે.?" સવિતાએ તરત જવાબ દીધો કે-**આદાનો મુરબ્બો** ખાવાથી ચુંક, આફરો, મંદાગ્નિ, ઘેન, ખાંસી, શળેખમ, છાતીમાંનો કફનો ભરાવો, અજીર્ણ અને મસા એઓનો નાશ થાય છે. તેમજ રૂચિ જઠરાને સતેજ કરે છે.

**હરડેનો મુરબ્બો**-ખાવાથી આંખોનાં દરદો, નસકોરીનું ફુટવું, નાકમાંનું છોડ, મસામાંથી પડતું લોહી, પ્રમેહ, ઉનવા, કમકૌવત, તાવ, પગનું કળતર, કેડનો દુખાવો, જુનો સંધિવા, વાત વ્યાધિઓ, જ્ઞાનતંતુઓની નબળાઈ, કોઢ, લોહી વિકારનાં દરદો, રક્તપિત્ત, દસ્તમાં પડતું લોહી, પાંડુ, કમળો, બરોળ, સંગ્રહણી. ગોળો, મંદાગ્નિ, દસ્તની કબજીયત, જુની ઉધરસ, દમ, શ્વાસ, ક્ષય, કફના રોગ. પિત્તવિકાર, અજીર્ણ, કાળજાનાં દરદ, સોજા, કરમીઆ અને મગજની ગરમી દૂર થાય છે, ભૂખ લાગે છે, ખાધેલું પચે છે, દસ્ત સાફ લાવે છે અને જીવનને વધારે છે.

**દ્રાખનું શરબત** પીવાથી તાવ, પિત્તનો તાવ, તરસ, શરીરની બળતરા, આંખની બળતરા, માથાનો સખત દુખાવો, અમ્લપિત્ત, આધાશીશી (આદોશી), ગુદાના મસા, અપચાનો વિકાર, આંખ, અને માથાનો તપારો, ઉધરસ, સાદનું બેસવું, ક્ષય, છાતીના જુના રોગ, દસ્તની રોકાવટ, અશક્તિ, અને ખોટી ગરમી એઓનો નાશ થાય છે. રૂચિ, ભૂખ અને ફુરતી બક્ષે છે.

**ઉન્નાબનું શરબત**-પ્રસ્વેદક. કફઘ્ન સ્થંભક અને તાપ,

શ્લેષ્મ, પિત્તકોપ તથા તાપજન્ય શોષને મટાડે છે.

**શહેતુરનું શરબત**-પિતજ્વર, શોષ, ઉલટી, અને અતૃપ્તિને મટાડે છે.

**આંખમાં સુરમો આંજવો** કે જેથી નેત્રો ઝીણા પદાર્થોને જોઇ શકે છે, રૂપાળાં થાય છે. તથા ચેળ, મેલ, ચીપડાં, બળતર, કળતર, ખીલ, વાખદ, પરવાળાં, આંજણી, પાણીનું ઝરવું, રાતાશ, ઝાંખ, પડળ, ઝાંગરો, રતાંધળાપણું, શરૂવાતનો મોતીઓ. શરૂવાતનું ફુલું, નજરો અને ખટક એ સર્વ નેત્રના રોગો મટે છે.આંખ શુદ્ધ રીતે પદાર્થના રૂપને જોઇ શકે છે. બહુ વાંચવાથી નબળી પડેલી આંખ્યો સુધરે છે. વેગેથી વાંચી શકવાની શકિત મળવાથી ચસ્માંની જરૂરને દૂર કરે છે, આંખને ટાઢક આપે છે. આંખમાં ગરમી રહેવાથી દુખતા માથાનો દુખાવો મટાડે છે અને આંખ નિરોગ રહે છે.

**કેસર, બરાસ, કસ્તુરી,** અને **તાંબુલ** (પાનબીડું) ચીકણી સોપારી, કમાવેલી **કાથાની ગોળીઓ** તથા મરકામ ફાલવેલા ચૂના સહિત બનાવી ખાવાં, કે જેથી મુખમાં સુવાસ, શરીરમાં ગરમી તથા તાકાત આપે છે.અને કેટલાક કફ, શરદી, વાયુ સંબંધી રોગો નાશ કરે છે.

તેમજ શરીરે ચંદન કેસર કૃષ્ણાગરૂ વગેરેનું લેપન કરવું જેથી કફ અને તાપ શાંત થાય છે.

**ગ્રીષ્મ** ઋતુમાં--સૂર્ય પૃથ્વીના સર્વ રસને ખીંચી લેછે; માટે તે સમય ભેંશનું દુધ, શીખંડ ખાવાં. નારંગી, ફાલસા, ગુલાબ, લીંબુ, દાડિમ, ખસ, ચંદન, અને આમલી એઓનાં શરબતો તથા ગુલાબનો ગુલકંદ, ગુલાબનું તેલ, એલચીનું તેલ, અને આમળા, આમલી, નારંગી, સુખડ, કેરી, ને સફરજન

એઓના મુરબ્બાઓનો ઉપયોગ કરવો. સુવાસિત જળ પીવું ચાંદનીમાં, બગીચામાં, અગાશીમાં અને ફુવારાના સમીપમાં ફરવું ફરવું. પાણીથી ભીજવેલા પંખાનો પવન લેવો, અને અત્તર, એટલી વસ્તુઓનો અવશ્ય ઉપયોગ કરવો. કેમકે ભેંશનું દુધ અને શીખંડ વગેરે શકિત તથા ટાઢક વગેરેનો આનંદ આપે છે.

**ફાલસાનું શરબત**—પિત્તને શાંત કરે છે. ટાઢક આપે છે અને રૂચિ પેદા કરેછે.

**ખસનું શરબત**—પિત્તજ્વર, દિવસમાં એક વખત કિંવા બે વખત આવતો તાવ, અંગમાંનું બળતર, તરસ, લોહી વિકાર, પિત્તનો કોપ, રતવા. લોહીમાંનો ગર્મીવિકાર.તજાગરમી, તાપનાં તાપોડીયાં, ગડ-ગુમડ, અળાઇઓ, ખરજ અને ખોટી ગરમી એઓનો નાશ કરે છે.

**ચંદનનું શરબત**—પિત્તનો તાવ, તરસ, ઉલ્ટી વગેરેને બંધ કરેછે અને તૃપ્તિ આપી ખુશમિજાજી કરે છે.

**આંબલીનું શરબત**—પાણીનો પડતો શોષ, પિત વિકાર, તાપનો સંતાપ, અપચો, અરૂચિ, મ્હોંડામાંનો બેસ્વાદ અને ખોટી ગરમી એઓનો નાશ કરી ટાઢક કરે છે. તથા દસ્ત સાફ લાવે છે.

**ગુલાબનો ગુલકંદ**—ખસ, લુખસ, અલાઇઓ, ગડ ગુમડ તાપોડીઆં વગેરે ત્વચારોગો-ખોટી ગરમી. પિત્તપ્રકોપવિકાર, માતા, ઓરી, અછબડા, રતવા, મરકી વગેરે ફુટી નીકળવા એથી તાવ, લૂ, તાપથી દુખતું માથું, હાથ પગની બળતરા, પગની પાનીઓમાં પડતા ચીરા, પિત્તની ગરમી, ગરમીની ખાંસી. ગરમીનો પરમો, નસકોરીનું ફુટવું, તથા વિસ્ફોટક વગેરે વગેરે રોગોને મટાડે છે.

**ગુલાબનું તેલ**—પોતાના શીતળ સ્વભાવથી તનને મ નને અને મગજને ટાઢક આપે છે. ખોટી ગરમીનો નાશ કરે છે, ઉમેદા ખુશબોથી મિજાજને ખુશીમાં રાખેછે. અને આં-ખોના તેજને વધારે છે.

**એલચીનું તેલ**—માથાનો દુખાવો તથા ગરમીને મટાડે છે પાનબીડામાં શળી ભરી ચોપડીને ખાવાથી અચ્છી લેજત આપે છે. અને વા ઉપર મસળવાથી પણ ફાયદો આપેછે.

**આમળાનો મુરબ્બો**—ગર્ભાશયમાંથી પડતા લોહીનો જથ્થો, કસુવાવડની કટેવ, ગુદાના મસાઓમાં રહેતો પિત્તકોપ, કાળજાનું વધવું, વાયુ, કફ, પિત્ત, બરોળ, હડીલાં ગુમડાં-નાસૂર, અપચ્ચો, શરીરનું તદ્દન પીળું પડવું-કમળો, લોહીનો બિગાડ, ચામડીના રોગો, ખસ, તાપોડીયાં. અળાઇ, માથાની ગરમી. બળતરા, પાંડુ, પ્રમેહ, આંખનાં દરદો, શરીરની અંદર બાહાર-ની બળતરા, અને ઝાડાની બીમારી વગેરેનો નાશ કરેછે.

**નારંગીનો મુરબ્બો**—નારંગીના શરબત પ્રમાણે ગુણ આપે છે.

**સુખડનો મુરબ્બો**—પિત્ત-ગરમી, બળતરા, ઉલટી, પ્રમેહ અને તરસ વગેરેને મટાડે છે.

**સફરજનનો મુરબ્બો**--દિલને તાકાત આપેછે, રૂચિ કરેછે, ઉંઘ લાવે છે, મરડાને મટાડે છે અને પુષ્ટિ આપે છે. (તથા ગુલાબ ખસનાં અતરો ઠંડક સાથ આનંદ આપે છે.)

**વર્ષા ઋતુમાં**—સુગંધી તેલો માથાના કેશમાં નાંખવાં. હીના, અંબર, કસ્તૂરી. કેવડો, કેતકી વગેરેનાં અત્તરોનો ઉપયોગ કરવો. અનાસનો, બીલીનો અને આદાનો મુરબ્બો તથા તજનો કે પીપરમીટનો અર્ક સેવવો.

**શરદ ઋતુમાં**—શેરડીનો મુરબ્બો, ગુલકંદ, દ્રાખનું શરબત અને ગુલાબ જેવાં શીતળ ગુણવાળાં અત્તરો વગેરેનો ઉપયોગ કરવો.

**હેમંત ઋતુમાં**-આમળાના તેલનું કે મોગરા જુહીના વગેરેના સુગંધી તેલોનો શરીરે માલેશ કરવો. **કોળાનો મુરબ્બો**

તજનો અર્ક—પેટપીડા, આફરો, ચુંક, બદહજમી, મંદાગ્નિ, ગોળો, ઉબકો, મોળ, ઉલટી, મરડો, ખાટા ઓટકાર, વાયુનો તાવ, વાયુનું ઘેન, શૂળ, બેભાની, અરૂચિ, સંન્નિપાત વિકાર. કોલેરા વગેરે રોગોમાં તદ્દન ક્ષીણ થએલા શરીરની સુસ્તી, શરદીથી દુખતું માથું અને દાઢમાં પડેલા કોતરનું કળતર તથા કોલેરાના ગોટલા વગેરે સર્વને મટાડે છે. તોલા ૧ ના ૪ આના અને ૨ા તોલાના ૮ આના. (કીંમત માટે છેલ્લો ફોરમ જુવો.)

પીપરમીંટનો અર્ક-વીંછીના ડંખની વેદના, માથાનો દુખાવો, કોલેરા, થતો દમરોગ, બદહજમી, ચુંક, આફરો, વાયુ ગોળો, ઉલટી, અજીર્ણ, મોળ, છાતીની મુંઝવણ, ખાટી ઉલટી, કફરોગ,વાયુ અને મંદાગ્ની વગેરેનો નાશ કરે છે. કી. તોલા. ૧ ના ૪ આના અને ૨ા તોલાના ૮ આના.

ભુરા કોળાનો મુરબ્બો ખાવાથી ઉપર તથા નીચે ગતિ કરનારૂં રક્તપિત્ત (નાકથી મ્હોંથી ગુદાથી લોહી પડે તે), ક્ષય, છાતીની ચાંદી, છાતીના તમામ જુના રોગમાં લોહીનું પડવું, પિત્તવૃદ્ધિ, લોહી પડવાનું કારણ, મંદાગ્નિ, સાદનું બેસવું, મસામાં પડતું લોહી, દમ, ઉધરસ, શ્લેષ્મ, નાકમાં પડતું છોડ, ત્વચારોગ-લોહી વિકાર-શરીર ઉપર પડતાં રાતાં ચાઠાં, નાની ઉમરમાં ખરતાવાળ, શીળસ, અળાઈ, ખસ. લુખસ વગેરે ફુટતા રોગો, અટકાવનું બંધ થવું, કિંવા તેમાં પીડા થવી, કિંવા બહુ અટકાવનું આવવું, ગર્ભાશયનો બિગાડ, ઋતુ દોષવાળી સ્ત્રીનો પાંડુ, કમળો, આંખ્યોનું બળવું, કેડનું તુટવું, તથા પ્રદર, (ધોળા રાતા મિશ્રરંગના પદાર્થનું યોનિમાર્ગથી વહેવું) ખોટી ગરમી, નબળાઇ, જુનો તાવ,અ-

**મુસળીનો અને સાલમનો** મુરબ્બો ખાવો. કેસરનું, કસ્તૂરીનું. અંબરનું, મસાલાનું, ચંપાનું, મોતીયાનું, અગરનું અને ફુદીનાનું વગેરે વગેરે અતરોનો ઉપયોગ કરવો.

આ શિવાય **એમ. ડી. ગુપ્તેનો ઇનામી બંગાળી ચાહ** દરરોજ પીવો.

જ્યારે જગતમાં જન્મી વૈભવ મળ્યા છતાં ઉમદા વસ્તુઓ ઉપભોગમાં ન લીધી ત્યારે તો **ખોયો વૃથા જન્મ જગત વિશેજ તેણે.** જેણે યોગ કે ભોગ સંબંધીનો જોઇએ તેવો આનંદ ન લીધો તેણે તો **'આયુ બધું ઉભય ભ્રષ્ઠ રહી ગુમાવ્યું.'** એતો **'ધોબી કેરો કુત્તો ન ઘરકો ન ઘાટકો.'** જ્યારે ઇશ્વરે સર્વ આનંદદાયક વસ્તુઓનો સંયોગ આપ્યો છે, ત્યારે સુનીતિમાં રહી શા માટે તેનો ઉપયોગ કરી અનુભવ ન લેવો? વળી આ પ્રમાણે વર્તવાથી પોતાની ત-

---

ગજની ગરમી અને તડકાથી થનારો સંતાપ એઓનો નાશ થાયછે, પુષ્ટિ આપેછે, શોધક છે, પિત્તશામક છે, અને ગર્ભાશયને શુદ્ધ કરવા પેહેલે નંબરે કામ બજાવે છે. કી. રતલ ૧ ના ૧૨ આના.

૪ મુશળીનો મુરબ્બો ખાવાથી કેડનો દુખાવો, કળતર, નબળાઇ, માથાનો દુખાવો પરમીયો, ઉનવા, અટકાવમાં થતી વિશેષ પીડા, પેશાબનું ડોળાવું, દાહ, અને સ્ત્રીઓના છુપા ભાગથી ધોળા રાતા કે મિશ્ર રંગના પ્રવાહી પદાર્થનું પડવું વગેરે વગેરેનો નાશ કરે છે. મગજને, આંખોને અને શરીરને સતેજ કરે છે. કી. રતલ ૧ નો ૧ રૂપીયો.

૫ સાલમનો મુરબ્બો ખાવાથી નબળાઈ, ક્ષીણતા, પગના તોડ, નપુષકતા, પંખીવા, અટંદીયોવા, અને એ શિવાયના વાતવ્યાધિ વગેરેનો નાશ કરેછે તથા સારી પુષ્ટિ આપે છે. કી. રતલ ૧ નો ૧ રૂપીયો.

ન્દુરસ્તી સારી રહે છે અને આપણાથી પ્રકટ થતી સંતતી પણ લાંબા આયુષ્યવાળી, બુદ્ધિવંત, નિરોગી, પુષ્ટશરીરવાળી, શક્તિવંત, રૂપવંત અને ઉત્સાહી બને છે, તો પછી તેવી વસ્તુઓનો અભ્યાસ અને કંજુસાઇને લીધે ઉપયોગ ન કરીએ અને આપણી સંતતી નિર્બળ, રોગીષ્ટ, દુઃખી આવરદાયુક્ત. નિરૂત્સાહી તથા કૃશ શરીરવંત થાય એમાં અન્ય કોઇનો નહીં પણ આપણોજ દોષ છે.

આ પ્રમાણે ષટ્ ઋતુ—આદિનું વર્ણન સાંભળી ગુણીયલ ગુલાબગૌરી બોલી કે—'ધન્ય છે બ્હેની તારી ચાતુર્યતા અને વિવેકને! આ વાતથી મને બહુ આનંદ અને જ્ઞાન પ્રાપ્ત થયેલ છે. અને આજથી હું પણ એ ગુણકારક સર્વ વસ્તુઓનો ઉપયોગ કરીશ કે જેથી હું, તમારા બનેવી તથા તારા ભાણી ભાણેજ વગેરે તન્દુરસ્ત રહીશું અને તે તન્દુરૂસ્તીનાં મીઠાં ફળ તેમની સંતતીને પણ મળવા ખંત રાખીશું. તેમજ આપણી સખીયોને કે અન્ય સંબંધીઓને પણ એજ ભલામણ આપીશ કે જો તમે હમેશાં નિરોગી રહેવા ચાહતાં હો, જો તમે ઉત્તમ દિર્ઘાયુષી પ્રજાનું સુખ જોવા ઉત્સુક હો અને જો તમે તમારી પ્રજાને શ્રેષ્ઠ સુખ મળવાનો વારસો આપવા ઇચ્છતા હો તો **દિલ્લીવાળા લાલા બિસનદયાળ ધર્મદાસની સમસ્ત ઉત્તમ વસ્તુઓનો નિઃસંકપણેથી ઉપયોગ કરો.** ખરાને ખરૂં કહેવું એ ઉત્તમજનોનો ધર્મજ છે!!

વ્હાલી બ્હેન! આજ તો બહુ આનંદ થયો અને એ આનંદમાં વખત જતાં પણ વાર લાગી નહીં. હવે આજ તો હું જઇશ. ફરી રવીવારને દિવસે એક વાગ્યા પછી આવીશ એટલે વિશેષ વાર્તા વિનોદ કરીશું.

---

આ પ્રમાણે વાત થયા પછી બન્ને બ્હેનો ઉઠી ઉભી થઇ અને પરસ્પર પ્રેમાલિંગન લઈ પ્રેમ સહિત જુદી પડી. ગુલાબગૌરી પોતાને ઘેર ગઇ અને સુજ્ઞ સવિતા પોતાના પ્રાણનાથની રાહ જોતી પુનઃ હિંચોળા ઉપર આવી ઝૂલવા લાગી. તે હિંચોળા ઉપર મુખમલની સુશોભિત ગાદી પાથરેલી હતી જેના ઉપર ઢાકાના કીંમતી સુંવાળા મલમલની ચાદર હતી જેમાંથી મુખમલનો આશમાની કંઇક આછો રંગ દેખાતો હતો. એ આખો હિંચોળો અતરની સુગંધીથી આજુ બાજુની ભૂમીને અને દિશાને મંદ અને શીતળવાયુના આવવાથી સુવાસિત કરી રહ્યો હતો જે ખુબી સવિતા જોતી હતી અને અનુભવતાં મનમાં મગ્ન થઈ કહેતી હતી કે આહા! આ **ખુશબો અને સુખવિલાસ તો દિલ્લીવાળા લાલા બિશનદયાળની બનાવેલી સુગંધીદાર અત્તર અને તેલ-થીજ** છે જો! ધન્ય છે વસ્તુને અને તેના બનાવનારને તેમજ સૃષ્ટિના નિયંતાને કે જેણે આવી અમૂલ્ય વસ્તુઓ નિપજાવવાને માટે જાત જાતની વનસ્પતિ ઉદ્ભવી છે. આવા સૃષ્ટિસૌંદર્યના વિચાર કરતાં તેની દૃષ્ટિ હિંચોળાપર પડેલા સૂચનાપત્ર ઉપર પડી કે જે સૂચનાપત્રમાં કેટલીક રા. જેઠાલાલભાઈની રચેલી કવિતા હતી એ કવિતા વાંચવાને સવિતાની વૃત્તિ થઇ અને હિંચોળા ખાતી મધુરે અને ઝીણે સ્વરે ગાવા લાગીઃ—

### હરિગીત વૃત્ત.

સૃષ્ટિ તણી રચના કરી, સૃષ્ટા સૃજાવી ઔષધી;
નિર્મુળ કરવા રોગ આપી દાખવી વસ્તૂ બધીઃ
ગુણ ઔષધીના ભિન્ન શક્તિ વૈદની પણ કારમી;
સુખ માનવીને મોજ કરવા વાત ઇશ્વરને ગમી. ૧

સંભાળ તનની સર્વને લેવી સદા ઉચીત છે;
આયુસ્ય લાંબુ થાય વ્યાધી જાય એમાં હીતછે;
આનંદ મનને થાય નિર્મળ અંગ રાખ્યે સૂખછે;
આ વિશ્વ જન્મી લ્હાવ લેવા ભોગી જનને ભૂખછે. ૨
તે ભાગ્યશાળી પુર્વ જન્મે પુન્ય જેણે છે કર્યું;
તે ભાગ્યશાળી પુરૂષ પાકયો જો રળીને ભોગવ્યું;
રૂદ્ધિ ધર્મ નીતી મોજ શોખે કાળ જેણે નિર્ગમ્યો;
તે સ્વર્ગનો વસનાર વૈભવ અત્રનો જેને ગમ્યો. ૩
વૈકુંઠને સુર સ્વર્ગપુરિ અલકાવતી કૈલાસછે;
એ વૈભવીનાં સ્થાન વૈભવ ભોગવે તો પાસછે;
ના નવિન વસ્તૂ સૂઝ માટે વૈભવીને કામની;
પરખાય વસ્તૂ પારખે, વ્હોરાય ચીજ વિરામની. ૪
શો બદ્ધિર આગળ રાગ, અંધો આરસીને શું કરે ?
મણિ મૂલ મર્કટ ન્હોય મોતી કાગ શી રીતે ચરે ?
સ્ત્રી પદ્મણીપર પ્રેમ વ્યંડળપુરૂષ તે શો આણશે;
ખિશકોલી ખાખર સેવનારી શર્કરા શું નાણશે ?
વિદ્વાનપણ નહિ જ્ઞાન સૃષ્ટિ સૂખ લેવા જેહને;
શ્રીમાન પણ નહી સાન રક્ષણ રંગ દેવા દેહને;
તે જન્મથી નિર્ભાગિ મૃત્યુ લોક કેરો માનવી;
જે મૂઢ ન્હાયો નીરમાં ના ઘેર આવ્યે જાન્હવી. ૬
ગુજરાતમાં રમણીક રસમય પૂર અમદાવાદ છે;
વ્યાપાર હુન્નર પૂર ઉદ્યમ કામનો જ્યાં વાદછે;
બાજારની જ્યાં બહાર વસ્તુ નવિન મનહર દેખિયે;
જ્યાં વૈભવી વ્યાપારિ પુર્ણાનંદ માંડી પેખિયે. ૭
વ્યાપારીઓની ઓળમાં સુગંધિ જ્યાં પસરાયછે;

જે પેઢીએ વ્યાપાર બહુ પરદેશ સાથે થાયછે;
જ્યાં એક અત્તર તેલ શરબત સુખકારી ભાતના;
મુલદાર મુરબ્બા મળે સ્વાદિષ્ટ જાતો જાતના. ૮
સાબૂ મળે સોહાગના ને ધૂપ બત્તિ ચંદન;
ગંગા ગુલાબી નીર ઔષધ વસ્ત્ર ચક્ષુઅંજન;
ગુલકંદ ગોળી ગુણની વ્યાધી જવા વેચાયછે;
એ હામ દીલ્હિના નિવાસીનો રૂડો દેખાયછે. ૯
લાલા બિશનદયાળજી દરબારમાં જાહેરછે;
સોહાગિ સ્નેહી પુર્ણ મ્હાજન ઇષ્ટ જનની મ્હેરછે;
લંકાંથકી લાહોર પશ્ચિમ પુર્વ વસ્તૂ નામછે;
વીલાસ કરવા યોગ્ય વસ્તુ અલ્પ જેનું દામછે. ૧૦
એ દામ ખરચી મોજ માટે ધારિને આરોગ્યતા;
જો સંગ્રહે જન વસ્ત નાણે રાખીને ઊદારતા;
સુખ સ્વર્ગ કેરૂં ભોગવે આયુષ્ય લાંબુ ભોગવે;
એ સત્ય ભાષણ થાય જેઠમ પારખી ગુણને કળે. ૧૧

# कवित.

## ( भाषा. )

राज्यनगरके रंग बढतहे प्रतिदिन,
बढत हुन्नर काम दामकी धमालहें;
उद्यम मजूरी कारीगरी नोकरीके लिये,
लोकनकी आव जाव शे'रमें सुकालहें;
शेठ शाहुकार बडे चीजके दुकानदार,
मुत्सद्दी वकील वैद्य बुद्धिके विशालहें;

नीति प्रीति धर्म और, सत्यसों प्रसिद्धहुए,
एसे दीलिहवाले लाला बीशनदयालहैं. १
बीशनदयाल धर्मदासहैं दुकानदार,
जीनकी दुकान बडे लोकुका विश्रामहै;
अत्तर गुलाब अर्क जात जातके मुरब्बे,
तेलहैं सुगंधीदार मोजके मुदामहैं;
अंजनहैं मंजनहैं, ओर दवा दर्दनकी,
रोगकुं हठावनेका मूलका मुकामहैं;
देखके दुकान चित्त लोकके चकीतहोते,
राज दरबारी चीज मोजूद तमामहैं २

इंद्रविजयवृत्त.

लोभ नहीं नहीं भेद प्रपंच असत्य नहीं नहीं जारी बजारी;
माल किफायत शुद्ध मिले अरु उंच प्रकार अति सुखकारी;
व्याधि विनाशक औषध, अत्तर कापडहैं उमदा दरबारी
भारत देश बिदेश बढी निशदीन बढे गुन सो यश भारी. १

અત્તરની જાત અને તેના ગુણ.

સવૈયા (એકત્રીશા).

મોજ શોખની ઉમદા વસ્તુ, વૈભવિને ઉપયોગી ખાસ;
ગુણકારી તન મનને ઝાઝી, સદા મગ્ન રાખે સુવાસ;
હવા વિકારી કાઢે પળમાં, નિર્બળતાનો કરશે નાશ;
રોગ જવાની સહાયક વસ્તુ ઉમદા અત્તર લે બરદાશ;
કામકાજથી શ્રમીત થયેલાં, મગજ તપેલાં નરને નાર;

ખુશબોથી ખુશ થાય હમેશાં, કારીગરને પણ સુખકાર;
સ્મૃતિ રાખવા સાધન અત્તર, કામદેવ કેરૂં હથિયાર;
ભોગીજન ભાવે સંગ્રહતા, મળે માન મિજલસમાં સાર. ૨
ગાનતાન ગંમત આનંદે ભોગવિલાસે અધિકો ભાવ;
બાખરની ખીંશકોલી ખરથી, સાકરનો લેવાય ન લ્હાવ;
પરિક્ષકો ગુણગ્રાહક પ્રીછે, પ્રીછે ગુણ રાણા ને રાવ;
અનુભવી ઉમદાજન જાણે, દષ્ટ નિહાળે માલ ઉઠાવ. ૩

છપયછંદ.

અત્તરની બહુ જાત, આમ ને નારંગીનું;
ગુલદાવદી ગુલાબ, કેતકી કુંદીનાનું;
સેવંતી ને અગર સંતરાનું મેંદાનું,
હારસિંઘારનું અત્તર વળી બારા-હેનાનું;
વળિ અત્તર અસ્તંબોલનું, તેમ બને લોબાનનું;
દુલહિન તણું અત્તર ભલું, નૈબન્ન ઝૂમણ જહાનનું ૪
ખસ પાંદડી ગુલ્લીડિનો, કેવડા ચંબેલીનું;
શાહનાજ સોહાગ, મોતીયોને મહીનું;
જાફરાનને જુઇ, ફીતનાનું ચંપાનું;
કેસર ને મજમુઆ, મુશ્ક અંબર હીનાનું;
છે જાત જાતનાં અત્તરો, ભોક્તા મોજી માનવી;
નગ ગમાર કંજુસ લેખશે જનાવરોને જાનવી. ૫

## ઔષધી સંબંધી

### પદ.

(દેશ)

" ક્યાંથી આ સંભળાય મધુર સ્વર " એ રાહ.

ઔષધ દુઃખ હરનાર મનુષ્યનાં-ઔષધ દુઃખ હરનાર-ટેક.
દીલ્હિ નિવાસી બિશનદયાલે ઘેર કીધાં તૈયાર. મ૦ ૧
આર્ય તણા સહુ સાચવી ધર્મો, સાચવીને આચાર. મ૦ ૨
નિર્મળ જળને વનસ્પતિથી. ઔષધ કીધાં સાર. મ૦ ૩
આસ્તિક વૈષ્ણવ અન્ય જનો એ વ્હોરે ધરીને પ્યાર. મ૦ ૪
આર્યોદયનું સાધન સુખદા એહું જુઓની બજાર. મ૦ ૫
વ્યાધી વિનાશક તેલ સુઅર્કો, ગોળી બની ગુણકાર. મ૦ ૬
શીરપ સારા ઉત્તમ પ્રતના, ધર્મદાસ સુતકાર. મ૦ ૭
અનુભવો જન ઔષધ દેશી, જુઓ કરી ઉપચાર. મ૦ ૮
લાભ ઘણો છે કીંમત થોડી, પરસુખનોજ વિચાર. મ૦ ૯
પુસ્તક વાંચ્યે વીગત મળશે, ચિત્ત થશે નિરધાર. મ૦ ૧૦
આડંબરવિણ વિનય ધરીને, સૂચવિયે નરનાર. મ૦ ૧૧
કસ્તુરી ગુણ આપ પ્રકટશે, શી શાહેદી દરકાર! મ૦ ૧૨
બિશનદયાલે પેઢી ઉઘાડી, રાજનગર મોઝાર. મ૦ ૧૩
વ્હાલ ધરીને વસ્તુ પઠાવે, આરત કોશ હજાર. મ૦ ૧૪

---

## સુજ્ઞ ગ્રાહકોને સૂચના.

### પદ.

(પીલુ).

સુજ્ઞ સુણો સૂચના નરનારી, પુસ્તકમાંહી પ્રસિદ્ધ ઉચ્ચારી સુ૦ ટેક.
ઔષધના ગુણ ભાત બતાવ્યા, અત્તર તેલ અતિ ગુણકારી. સુ૦ ૧
માલ બહુ વિધીનો અમપાસે, કાપડ સર્વે તરેહનું ભારી. સુ૦ ૨
અત્તરદાની. અને ધુપ સાબુ, સેંટ લવંડર કોલનવારી સુ૦ ૩
પાક પદાર્થ મશાલી મુરબ્બા. દે ગુલકંદ ગંજુ શીર ઠારી. સુ૦ ૪
કેસર અંબર અર્ક તમાકુ, કાથ બરાસ સુચીજ વિહારી સુ૦ ૫

આનંદ આપનારી ગણાય છે જો! ખરી વાત મને પણ સાંભળેલી વાતનું હવે સ્મર્ણ થાય છે કે વૈભવી-શોખીન અને માલની કદર કરનાર અને ખરીદનાર તેમજ શેઠ શાહુકારો શ્રીમંતો અને મ્હેતા મુત્સદ્દીઓ, અધિકારીઓ અને બીજા આબરૂદાર સદ્‌ગૃહસ્થોની બેઠક ઉઠક પણ એ દીલ્લીવાળા લાલાબીશનદયાળજીની દુકાનેજ હોય છે. ધન્યછે દીલ્લીવાળા લાલાજીની બુદ્ધિ અને તેમની કારીગરીને અથવા ક્રિયાને કે જેથી હજારો હીંદવાસીયોની આધી વ્યાધીની પણ શાંતિ થાય છે અને બેચેની તથા અફસોસી પણ નિર્મૂળ થાય છે. અહા! એક દીલ્લીવાળા વ્યાપારીથી આટલી મોજ મજાહ છે અને તરેહવાર ચીજો મળે છે ત્યારે દીલ્લીમાં કેવી ખુબી હશે અથવા એજ દીલ્લી જ્યારે પાંડવ કૈરવથી અથવા તે પછી રજપૂત રાજાઓથી શોભતી હશે ત્યારે એના કારીગરો અને એ પોતે કેવાં ખુબીદાર હશે?" આવી રીતે દીલ્લીની સાંભળેલી વાતના અને સૃષ્ટિસૌંદર્યતાના અનેક વિચારો કરતી સુગંધીદાર સુંવાળા ઝૂલાપર નિંદ્રાવશ થઇ.



# દિલ્લીવાળા લાલા બીશનદયાળ ધર્મદાસનાં અનુભવ સિદ્ધ ઔષધો.

—o—

**ધાતુપુષ્ટિની ગોળીઓ**—આ ગોળીઓના સેવનથી ઙ્કમતાકાતનાં તમામ દર્દો અવશ્ય મટી જાય છે-એટલે કે-**સ્વપ્નામાં** વીર્યપાત થતો હોય, સ્ત્રી સાથે વાત કરતાં ચીકણા પદાર્થનો શ્રાવ થતો હોય, **જલ્દીથી સ્ખલિત** થઈ જવાતું હોય, કમર હાથ પગ વગેરે **તોડાયાજ** કરતાં હોય, જરા મહેનત કરવાથી **થાક લાગતો** હોય, કોઈ પણ કામ કરવામાં મન ન લાગતું હોય, શરીરની ઈંદ્રિયો પોતપોતાનું પૂરૂં કામ ન બજાવતી હોય, સારી રીતે ખોરાક ન પચતો હોય અને ઉત્સાહ. હિમ્મત, બહાદૂરી તથા ધીરજ હૃદયમાંથી જતાં રહ્યાં હોય—વગેરે વગેરે બીમારીયો થોડાજ વખતમાં બિન હરકતે-વગર કંટાળે-થોડા ખર્ચે નાબૂદ થાય છે. વળી વિશેષ ખુશી થવા જેવું એ છે કે અમારી આ **ધાતુપુષ્ટિની ગોળીઓમાં** વનસ્પતિ શિવાય કોઇ પણ નુકસાન કરનારી ચીજ વપરાતી નથી. તેમજ આના ઉપર કરી પાળવી પડતી નથી. બાળકો, પુરૂષો અને સ્ત્રીઓ પણ આ ગોળીઓ ખાય તો તેમને ઘણી સારી પુષ્ટિ આપે છે. ગોળીઓ ખાવામાં જરા કંટાળો થતો નથી; કેમકે સ્વાદિષ્ટ ખુશબોદાર અને સુંદર દેખાવવાળી છે. વધારે શું કહેવું. પણ આપ એકવાર મંગાવી અજમાવશો કે ખુદ પોતેજ અમારી ગોળીઓનાં વખાણ કર્યા વના રહેશો નહિ. કહો કે એથી હવે આપને કઇ ખાત્રીની જરૂર છે. ?

તેમજ **આ ગોળીયોના ખાવાથી** ચાહે તેવી નવી

કે જૂની ઉધરસ થઈ હોય અને તેથી જેનું શરીર તથા છાતી ગુંબડાની પેઠે દુખતાં હોય તેને માટે અમો ખાસ ભલામણ કરિયે છિયે કે, તેવા દર્દીઓએ આ અમારી પુષ્ટિની ગોળીઓનો અવશ્ય ઉપયોગ કરવો કે જેથી ટુંક મુદતમાં વિશેષ ફાયદો બતાવી દર્દીને સારી આશા પૈદા કરે છે.

સાહેબો! વધારે નફો મેળવતાં માલનો થોડો ઉઠાવ થાય છે એથી અમે અમારા માલનું વધારે વેચાણ થવા થોડોજ નફો મેળવવાના ઈરાદાથી ફક્ત ૪૦ ગોળીઓનો ૧ રૂપિયો રાખેલ છે. (પેકીંગ પોસ્ટેજ ચાર્જ બે આના અલગ પડશે.) પણ જો સામટી ૧ ડઝન ડાબડીઓ મંગાવવામાં આવે તો ફક્ત રૂ. ૧૦ લેવામાં આવશે. બસ, હવે વધારે સાકર પીરસી ગ્રાહકોનાં મન લલચાવવાં એ વિશ્વાસઘાતિની ગરજ સારવા સરખી રીત છે; માટે એટલુંજ કહેવું વ્યાજબી છે કે અમારી ગોળીઓ વાપર્યા છતાં જો બિલકુલ ફાયદો ન જણાય તો પ્રતિજ્ઞા પૂર્વક પૈસા પાછા આપવામાં આવશે. કહો મહેરબાનો હવે આથી વિશેષ શું લાભ લેવા ઇચ્છો છો?

(વાપરવાની રીત ડબ્બીની સાથેજ મોકલાવવામાં આવશે.)

## નામર્દીને નાબૂદ કરનાર નંદદાયક તિલ્લો.

આ દવાના માલેશથી ઇંદ્રિની શિથિલતા--ધ્વજભંગ, કમજોરી, અને મનમોજ પ્રમાણે સ્ત્રી સંગમાં નહિ મળતો આનંદ વગેરે વગેરે ફકત ૧૪ દિવસમાંજ મટી જાય છે, એટલે પરમિયા ચાંદીના કારણથી અથવા તો હાથરસની કુટેવથી કે બહુજ સ્ત્રી સાથે સોબત કરવાથી જે પુરૂષ નામર્દ જેવો થઇ ગયો હોય તે પુરૂષ આ તિલ્લાનો ઇંદ્રિ ઉપર માલેશ કરે તો

તરત મરદાઇ આવે છે, સ્ત્રી સંયોગમાં ઉત્તમ આનંદ મળે છે, સંતતીનું સુખ જોવા ભાગ્યશાળી થાય છે અને મરદાઇનાં કામો કરવામાં બહાદૂર નીવડે છે.

આ દવાના મસળવાથી કદાચ ઈંદ્રિ ઉપર અળાઇ જેવું કંઇ દેખાય તો ધોએલું ઘી ચોપડી તે ઉપર નાગરવેલનું પાન બાંધી કપડું લપેટી લેવું, જેથી વગર ઇજાએ તેમાંનું ઝેરી પાણી નીકળી જઈ નવી તાકાત આપશે. માટે આ સોનેરી તકને હાથથી જવા દેતા નહિ. વરને વરની મા વખાણે એ નકામું ગણાયા જેવાં અમોજ અમારી દવાનાં વધારે વખાણ કરીએ તે નકામાં જ છે, પણ જ્યારે સમજુ ગ્રાહકો વખાણે ત્યારેજ વિશેષ વખાણવા લાયક ગણાય; માટે ખરીદો, ખાત્રી કરો અને તે પછી આપના મિત્રમંડળને પણ આ તિલ્લો ખરીદવાની ખસુસ ભલામણ આપી અમારી મહેનતને બર લાવો.

કીંમત ૧ એક શીશીના ૧૨આના છે.

---

## ખાંસીની ખાસ ગુણકારક ગોળીઓ.

---

સાહેબો ! ખાંસીની દવા કરીને કરી કંટાળ્યા હો, નહિ મટશે એમ જાણી નિરાશ થયા હો અને હવે હું રોગનો ભોગ થઇ જઇશ એમ જાણી નાહિમ્મત બની ગયા હો, તો કહી શું કે, નિરાશ થશો નહિ ! હિમ્મત હારશો નહિ ! કેમકે અમારી આ **ખાંસીની ગોળીઓ** હજારો દર્દીઓપર અજમાવી જોવાથી સેંકડે ૮૫ ટકા જેટલાઓને ફાયદો બક્ષી ચૂકેલછે. મરણને શરણ થનારાઓને પણ એકવાર બચાવી લી-

ધેલ છે અને ડાકટરો વૈદોને પણ જેણે હૈરત ઉપજાવેલ છે માટે તાકીદે મંગાવો, વાપરો અને ફાયદો જણાયાથી વાયદા વગેરે સર્ટિફિકેટ મોકલાવી દો. વધારે શું કહિયે, પણ **આ ગોળીઓ** કફના જથ્થાને તોડી પિગળાવી તરત હઠાવી દેવામાં એક મહાન્ લડવૈયા જેવી ફતેહ કરનારી છે; છતાં કીંમત ૪૦ ગોળીઓના ફક્ત ચાર આનાજ છે.

## કફશિરપ.

આ અમારૂં **કફશિરપ** કફને હઠાવવામાં અકશીર છે. સ્વાદમાં મધુર, દેખાવમાં સુંદર અને ગુણમાં અવલ નંબર છે માટે ક્ષય વગેરે છએ જાતની ખાંસીવાળા દર્દીઓએ ખાસ મંગાવી અમારા બોલોની ખાત્રી કરી અમારો જય ઇચ્છવોજ ઘટે છે; કેમકે ગુજરાતી પ્રજા આ **કફશિરપનાં** એકે અવાજે વખાણ કરી રહેલી છે. તો શું ચમત્કાર વિના નમસ્કાર ક્યાંએ થતા હશે ખરા કે? તેનો તો સાહેબો! જરા તોલ કરો? દુનિયામાં ગુણનાંજ વખાણ થાય છે માટે વિશ્વાસ લાવી સાચા ખોટાની પ્રતીતિ કરો અને આનંદ વરો. (વાપરવાની રીત શીશી સાથે.)

કીંમત ૪ ઔંસની શીશીના ફક્ત ૧૨ આનાજ છે.

## દંતમંજન.

દંતમંજન તો ઘણી જાતનાં અત્યાર સુધીમાં બહાર પડી ચૂકેલાં છે. અને વાપરી પણ જોયાં હશે; તો પણ આ

**અમારી બનાવટનું દંતમંજન** કોઈ ઔરજ ખુબી ભરેલું છે, તે એ કે મનમોહક ખુશબોદાર છે. સ્વાદમાં સુંદર છે અને **દાંત હાલતા** હોય, દાંતમાંથી **લોહી નીકળતુંઃ** હોય, દાંત ઉપર મેલ થઈ **પોપડી વળતી** હોય. **અવાળુ સુજી** આવતાં હોય, અને મ્હોંમાંથી **ખરાબ વાસના** આવતી હોય તેમજ **સ્કર્વિ** નામનું દર્દ થયું હોય તેવા દર્દીઓને **આ દંતમંજન** અવધૂત મહાત્માના એક ઉત્તમ આશિર્વાદ રૂપ છે **આ દંતમંજનથી** દાંત ચળકતા સફાઈદાર ને સફેદ થાય છે એટલુંજ નહિ, પણ દાંત મજબૂત મૂળવાળા બને છે. છતાં એક ઔંસની દાબડીની ૪ આના જેટલી નજીવી કીંમત રાખેલ છે.

---

## પરમીઆથી પીડાતા દર્દીઓને સુખી થવા માટે સરસ દવા કઇ છે ?

## સુખડનું તેલ! સંધલવુડ ઑઇલ !! ચંદનકા તેલ!!

---

મહેરબાન સાહેબો ! અમારા પોતાના અનુભવથી બનાવેલા **સુખડના તેલથી જરૂર પરમીઆથી પીડાતો દર્દી સુખી થાય છે.** ચાહે તેવી પેશાબમાં બળતરા થતી હોય, ઇંદ્રીની નીચેની નસમાં જબરી પીડા થતી હોય, પેશાબ રગડા જેવો-મેલો ઉતરતો હોય, તણખા નાંખતો હોય, અને ટીપે ટીપે પેશાબ ઉતરવાથી બહુજ બેચેની રહેતાં આંસુ પાડવાં પડતાં હોય, તો તે તમામ અડચણને તાકીદે નાબુદ કરી આરામ આપે છે. ભલે નવો કે જુનો પરમીયો હોય, તોપણ અમારા **સુખડના તેલનાં** ન્હાની ઉમરવાળાને ૭

અને મોટી ઉમરવાળાને ૧૦ ટીપાં દરરોજ ત્રણ ત્રણ વખત પતાસામાં નાંખી ખાવામાં આવે તો જરૂર ૭ દિવસમાં પરમીયાની પીડા નરમ પડે છે. અને જરા થોડો વધારે વખત શરૂ રાખવામાં આવે તો બિલકુલ પરમીઓ મટી જાય છે એમાં જરાપણ ફેર નથી! બને ત્યાં સૂધી મરચાં તેલ હીંગ ગરમચીજ ન ખવાય તો ઘણોજ સારો ફાયદો આપે છે. માટે બધી દવાઓ પડતી મૂકી આ સુગંધદાર અને ફાયદેમંદ **સુખડના તેલનો** ઉપયોગ કરો.

આ તેલ ગડ ગુંબડ ઘા વગેરે ઉપર તથા ખસ લુખસ ચાંદી દાદર વિસ્ફોટક તજાગરમી અલાઇઓ અને ચામડીનાં દરદો ઉપર ચોળવામાં કે ચોપડવામાં આવે તો જાદુઇ અખ્તરાની પેઠે આરામ બતાવે છે. તેમજ કાન પાકતો હોય કે પરૂ વહેતું હોય તો આ તેલનાં ટીપાં નાંખવાથી તરત આરામ થાય છે. માટે અવસ્ય ખરીદો; કેમકે ખરીદવા લાયકજ છે અને કીંમત ફકત રાા તોલાની શીશીનો ૧ રૂપિયોજ છે. તથા ૧ાા તોલાની શીશીના ૮ આનાજ છે.

---

## ગંગા ગુલાબજળના ગુણો.

કેટલાક કારખાનાઓમાં નીચ કોમના નોકરોના હાથથી ગુલાબજળ બનાવવામાં આવે છે અને તે અપવિત્ર ગુલાબજળ દેવમંદિરોમાં, ખોરાકની ચીજોમાં, અને યંત્રમંત્ર લખવાની શાહીમાં તથા પવિત્ર પુરૂષોની મિજલસમાં ફુલગોટા હાર કે કપડાંપર છાંટવામાં આવે છે એ દેખીતી ધર્મભ્રષ્ટ થનારી રીતિ છે, શું આર્યલોકોના હાથથી તેવું ગુલાબજળ નથી બની શકતું? અલબત્તા બને છે! જુઓ અમારૂં **ગંગા ગુલાબજળ** પવિત્રતા સાથ તૈયાર કરેલું, સુંદર સુગંધદાર ફા·

યદાકારક અને સસ્તું છે, એટલુંજ નહિ પણ વિલાયતી મોંઘા સેંટ કરતાં વિશેષ ખુશબુની મજાહ આપે છે. તથા તડકામાં ફરવાથી કે તાપના જોરથી માથું દુખતું હોય, તો અમારા ગંગા ગુલાબજળનાં પોતાં કરી માથે મૂકવામાં આવે તો તરત માથાનો તપારો-દુખાવો મટી જાય છે. ગંગાગુલાબજળ પીવાથી ગરમીનો તાવ, ગરમીની બીમારીઓ, હૉઝરીની અને શરીરપરની બળતરા તથા ચામડીની, સફરાની, આંખ્યોની, પેશાબની અને માથાની ગરમી વગેરેને તરત દૂર કરે છે. ઉનવા, બદહજમી, પરમીઓ, દાદર અને હેડકી એઓનો નાશ કરે છે.

વિશેષ ખુશી થવાનું એજ છેકે, **કૉલેરા વાળાને** ફક્ત અમારૂં આ ગંગાગુલાબજળજ પાયા કરે તો તે જીવલેણ રોગથી બચી જાય છે.

જલેબી શિખંડ વગેરેમાં છાંટવાથી બહુજ લહેજત આપે છે. સુજન સમાજમાં ગુલાબદાની વડે મહાશયોના પોષાકપર છાંટવાથી આખું સભાગૃહ સુગંધમય થઇ રહે છે. અને સભાજનો તેની સુગંધથી મસ્ત બની આનંદનો અનુભવ લેતા દેખાય છે. હવાની બદબુ ટાળવાનું પહેલે નંબર કામ બજાવે છે અને ખરાબ હવાથી થતાં દરદોને અટકાવે છે.

કીંમત ૫૦ નં ૮ આના. ૧૦૦ નંબરના ૧૨ આના, ૫૦૦ નંબરના ૪ ઔંસવાળી શીશીના ૪ અને પેંટના ૮ આના. બાટલીનો ૧ રૂપિયો. ૧૨૦૦ નંબરવાળી ૬ ઔંસની શીશીના ૮ આના પેંટના ૧ રૂપિયા અને આખી બાટલીના ૨ રૂપિયા ૨૦૦૦ નંબરની બાટલીના ૩ રૂપિયા અને ૩૦૦૦ નંબરવાળી ૬ ઔંસની શીશાનો ૧ રૂપિયો તથા આખી બાટલીના ૪ રૂપિયા છે.

---

# વાતવિનાશક તેલ અને તેના ફાયદા.

આ વાત વિનાશક તેલ માટે વધારે વડાઇ ન કરતાં એટલુંજ કહેવું બસ છેકે-જેના શરીરમાંનું લોહી બગડી તેમાં લેકટીક એસીડ નામનો ચીકટો પદાર્થ મળતાં જે જે વાનાં દર્દો આ સિદ્ધ કરેલા ઔષધીજન્ય વાતવિનાશક તૈલના મસળવાથી અર્થાત્ ઔષધીવાળા તેલના માલેશથી જે વાનાં દર્દો મટે છે તે વાનાં દર્દો આ તેલના માલેશથી તરત સારી અસર બતાવેછે અને ટુંક વખતમાં તેનો નાશ પણ કરી દેછે એટલુંજ નહિ, પણ ઘણા દિવસોથી ઘર કરી રહેલાં વાનાં દર્દોને પણ ખુશબોથી ભરપૂર વાતવિનાશક તેલ એક વખત તો પાછાં હઠાવીજ દેછે. સુગંધીને લીધે મનને ને મગજને આનંદ આપે છે. ( વિશેષ હકીકત માટે વિસ્તારવંત જાહેર ખબર મંગાવો અને વાકેફ થાઓ. ) કીમત ૪ ઔંસની બાટલીના ૧૦ આના છે.

---

**રોહિસાનું તેલ**—વાના દુખાવા ઉપર તથા પડી જવાથી થતા શરીરના દુખાવા ઉપર આ તેલ મસળવાથી ઘણોજ સારો ફાયદો બતાવેછે. કીંમત તોલા ૧ ના ૪ આના છે.

**કપૂરનું તેલ**—ઘણી ખરી જાતના વાના દુખાવા-શણકાચસ્કા-શૂળ-સોજા ઉપર મસળવામાં આ તેલનો ઉપયોગ કરે તો બહુજ સારો ફાયદો કરે છે. કીમત ૪ ઔંસની શીશીના ૧૨ આના છે.

**કડવી બદામનું તેલ**—માથામાં નાંખવાથી ખરજ ખોડો મટી જાય છે અને શરીરે ચોળવાથી ખસ લુખસ વ-

ગેરે ચામડીનાં દર્દો મટે છે. કીંમત ૧૦ તોલાના ૪ આના છે.

**મીઠી બદામનું તેલ**—આ તેલના સેવનથી મગજને અને શરીરને કૌવત મળે છે. કળતર, કમજોરી, ધાતનું જવું, અને સુસ્તી વગેરે મટી જાય છે. માથામાં મસળવાથી આંખોની રોશની વધારે છે. મગજને ટાઢક આપે છે. પિત્તના વધારાને વિખેરી નાખે છે અને શરીરને તેજદાર બનાવેછે. કીંમત ૧૦ તોલાનો ૧ રૂપિયો અને ૧ તોલાના ૨ આના છે.

**વરિયાળીનું તેલ**—આ તેલ પિત્તના વધારાને, મગજની ગરમીને. શરીરમાના દાહને, આંખોમાંની બળતરાને, અને પેશાબમાંની જળણને બંધ પાડે છે. પાનબીડામાં સળી ભરીને ચોપડવાથી તાંબૂળની અચ્છી મજાહ આપે છે. તથા તેમજ પીવાની બીડીમાં પણ નંખાય છે. તજાગરમીનાં દર્દોને દૂર કરી જઠરાગ્નિને સતેજ બનાવે છે. કીંમત તોલા૧ ના છ આના છે.

**કાહુનું તેલ**—આ તેલનો માથા ઉપર માલેશ કરવાથી જેને ઉંઘ ન આવતી હોય તેને બહુ મજેહની મીઠી ઉંઘ આવે છે. માટે ચિંતાથી કે દુઃખથી ઘેરાયલા સાહેબોએ આ તેલ મંગાવી જરૂર અનુભવ લેવો ઘટે છે. કીંમત ૧ તોલાના ૨ આનાજ છે.

**દુધીનું તેલ**—આ તેલ ટાઢકના ગુણવાળું છે. પિત્તનો નાશ કરનારૂં છે અને મન તન મગજને આનંદ આપનારૂં છે. કીંમત ૧ તોલાના ૨ આના છે.

**લવિંગનું તેલ**—આ તેલના સેવનથી હિસ્ટીરીઆ, વાઇ, મગજનાં દર્દો, વાયુ, દાઢનો દુખાવો, બદહજમી, બેભાની, ફેર, માથાનો દુખાવો, દમ. ઉધરસ, ખાંસી, ચૂંક, આફરો ઉલ્ટી, મૉળ, અને વાયુનો દુખાવો એ સઘળાં તાકીદે મટે છે, તથા પુષ્ટિ અને મુખશુદ્ધિ થાય છે. કીંમત ૧ તોલાના ૨

આના અને ૪ ઔંસના ૧૨ આના છે.

**એલચીનું તેલ**--આ તેલથી માથાનો દુખાવો તથા માથાની ખોટી ગરમી, તથા અરૂચિ મટે છે. પાનબીડામાં ઉપયોગ કરવાથી તાંબૂલની અચ્છી લહેજત આવે છે. છાતીના દુખાવા ઉપર અથવા વા ઉપર મસળવામાં આવે તો તરત ફાયદો બતાવેછે. કીમત ૧ તોલાના ૨ આના અને ૪ ઔંસના ૧૨ આના છે.

**માલકાંકણીનું તેલ**—આ તેલ વાની પીડા ઉપર અકસીર છે. કીંમત ૧૦ તોલાની બાટલીના ૧૦ આના છે.

## વાળને વધારનારાં સુગંધી તૈલો.

**આમળાનું તેલ**--જો શરીરે ચોળવામાં આવે તો ખસ, લુખસ, ચળ, અળાઈઓ, ચામડીની લુખાસ અને બીજાં પણ ચામડીનાં દર્દો તરત મટી જાય છે. શરીર સુંદર કાંતિદાર સુવાળું અને મજબૂત થાય છે. જો માથામાં નાંખે તો માથાની ઉંદરી, ખોડો, માથાનો દુખાવો, નજળો, આંખની ઝાંખ, અને મગજની ગરમી, તથા મગજની નબળાઇ નાબૂદ થાય છે. એટલુંજ નહિ પણ આ તેલ માથાના **વાળને** કાળા ભમરાની પાંખ જેવા **બનાવેછે;** વાળને ઝડપથી **વધારે** છે, વાળને રેશમ જેવા **સુવાળા ને ચળકતા બનાવેછે,** વાળને **ચીરાવા** કે તૂટવા અથવા **ખરી પડવા દેતું નથી.** અવસ્થા વગર આવેલાં **પળીઆંને અટકાવે છે.** મગજને ને આંખોને ટાઢક આપે છે, જ્ઞાનતંતૂઓને મદદ આપી **યાદશકિતને વધારે છે,** માથાની ખોટી ગરમીનો નાશ કરે છે. બહુજ સુંદર સુગંધિદાર હોવાથી **મનને** તથા **મગજને**

**આનંદ આપે છે. અને આંખોની રોશનીને વધારે છે.** કેટલાક બિનઅનુભવી લોકો અને દ્વેષી ધંધા ભાઈઓ કહે છે કે દિલ્લીવાળાના આમળાના તેલથી વાળ ખરી જાય છે; પરંતુ એ વાત માની લેવી તદ્દન ભૂલ ભરેલી છે; કેમકે અમારૂં **આ આમળાનું તેલ** માથામાં નાખવા પછી જે પોચા મૂળવાળા ખરી જવાની તૈયારીવાળા વાળો કદાચ ખરતા હોય તેને પણ મજબૂત મૂળવાળા બનાવી પોતાનો અમલ પાર પાડે છે. બસ **આ તેલ** સ્ત્રીઓ તથા પુરૂષો કે જે વાળને સુંદર લાંબા રાખવા ચાહતાં હોય તેઓને તો અમૃત રૂપજ છે. જો કાનમાં શણકા દુખાવો કે પાક થયો હોય તો આ તેલને સ્હેજ ઉનું કરી તેમાં અફીણ મેળવી કાનમાં નાંખવું કે જેથી બધી પીડાઓ શાંત થાય છે. ટુંકામાં એટલુંજ કહેવું બસ છેકે **આ તેલ શોખિલાં સ્ત્રી પુરૂષોને ખાસ વાપરવા લાયકજ છે.**

કીંમત ૪ ઔંસની શીશીના ૪ આના, ૦।।। શેરની પેંટના ૮ આના અને ૧।। શેરની આખી બાટલીનો ૧ રૂપિયો છે.

---

**કપાસિયાનું તેલ**—જે સ્ત્રી પુરૂષો માથાના વાળોને સુંદર સુંવાળા બનાવવા ચાહતાં હોય, મગજને ટાઢક આપવા ઇંતેજાર હોય, આંખોને તેજદાર રાખવા ઇચ્છતાં હોય અને સ્મરણ શક્તિને બળવાન્ બનાવવા માંગતાં હોય તો આ તેલ વાપરવા માટે અમારી ખાસ ભલામણ છે. કીંમત ૪ ઔંસની બાટલીના ૪ આના, પેંટના ૮ આના, અને આખીનો ( ૧।। શેરનો ) ૧ રૂપિયો છે.

આ શિવાય હીનાનું, મોગરાનું, મેંહદીનું, ચંપાનું, જુઈ-

નું, સુહાગનું, ખસનું, પાંદડીનું, ચંબેલીનું, કેવડાનું, નાગરનું, નગોડનું, અને ગુલાબનું જેવું જોઇએ તેવું ઉમદા તેલ અમારે ત્યાં મળે છે. કીંમત દરેક તેલની ૪ ઔંસની બાટલીના ૪ આના, પેંટ (ાા શેરની) બાટલીના ૮ આના અને આખી (૧ાા શેરની) બાટલીનો ૧ રૂપિયો છે

---

**સુગંધી ધૂપેલ**—આ સામાન્ય સુગંધીદાર અને સસ્તું સાધારણ શોખવાળી સ્ત્રીઓ માટેજ છે; કેમકે બીજાં સર્વ સુગંધી તેલો કરતાં આ ધૂપેલ સસ્તું પડે છે એટલે કે ાા શેરના ૪ આના અને ૧ાા શેરના ૮ આના છે. વાળને માટે ઉત્તમ છે.

---

## બાબુ એમ. ડી. ગુપ્તેનાં હેર ઓઇલો.

---

**કૃષ્ણ હેર ઓઇલ**—આ મહાન્ સુગંધી યુકત વાળને વધારનારૂં તેલ શોખીન સ્ત્રી પુરૂષોનાં મનહરણ કરવા ખાસ વશીકરણ રૂપજ છે. આ તેલથી વાળ સુગંધાથી ભરપૂર રહે છે. તથા વાળ કાળા, ચળકતા, નરમ, છૂટા, લાંબા અને ચીરાવા વગર રહે છે. વાળ ખરી જતા નથી તેમ ધોળીયાં આવતાં અટકે છે. જૂ તથા લીખો પડતી નથી અને પડેલી હોય તો તે દૂર થઇ જાય છે. જેઓનું મગજ ચિંતાથી શોકથી અથવા બીજા કારણોથી (માથું) ભમ્યું રહેતું હોય તો તેઓએ આ તેલના નાખવાથી ઠાઢક વળેછે. ઉદાસી ટળેછે. યાદ શકિત વધે છે, જ્ઞાનતંતુઓ સબળ થાય છે. આંખોનું

તેજ વધારે છે. અને મગજને ખુશ મીજાજમાં રાખે છે. કીંમત ૪ ઔંસની બાટલીના ૮ આના છે.

**સરસ્વતી હેર ઓઇલ**—શું શું મજા આપે છે?

**સરસ્વતી તેલ**—ભણી ભણીને ભૂલી જતા હોય તેવા ભણનારાઓને યાદશકિત આપે છે.

**સરસ્વતી તેલ**—લાંબુ જીવન બક્ષે છે.

**સરસ્વતી તેલ**—આંખની રોશનીને વધારે છે.

**સરસ્વતી તેલ**—વાળને કાળા સુંવાળા લાંબા અને નરમ રાખે છે.

**સરસ્વતી તેલ**—પોતાની ઉત્તમ ખુશબોથી મન અને મગજને ખુશ રાખી સંસાર વ્યવહારમાં મસ્ત બનાવે છે. કીંમત ૪ ઔંસની શીશીના ૮ આના.

**ગંગા હેરઑઇલ**—આ સુગંધી તેલ વાળોને વધારવામાં ઘણુંજ ઝડપદાર છે, વાળને નરમ કરવામાં તો કોઇપણ ચીજ આની બરાબરી કરી શકતીજ નથી, વાળને ખરતા અટકાવી મજબૂત મૂળવાળા બનાવવામાં પહેલે નંબરે છે, વાળને ચીરાવા કે પાકવા દેતુંજ નથી. મગજને તર રાખે છે અને મગજ અને આંખોને તેજદાર બનાવેછે. છતાં ૪ ઔંસની બાટલીના ૮ આના છે.

**લક્ષ્મીવિલાસ હેર ઓઇલ**—જો તમારે સારા કવિ પંડિતની પંકિતમાં ખપતું હોય, જો તમારે મગજ ને આંખોને તેજદાર રાખવાં હોય, જો તમારે માથાના વાળોને નરમ, ચ-

ળકતા, લાંબા અને મજબૂત મૂળવાળા આંકડાદાર બનાવવા ચાહના હોય અને જો તમારે માથામાંની ઉંદરી, ખોડો, જુ, લીખ. ગરમો, પીડા, નબળાઇ તથા વિસ્મૃતિ દૂર કરવી હોય તો આ નામ પ્રમાણે કામ કરી બતાવનારૂં અમારૂં આ તેલ ખરીદો ખાત્રી કરો અને થેંકસ આપો. કીંમત ૪ ઔંસની બાટલીના ૮ આના છે.

## બાબુ એમ. ડી. ગુપ્તેનો ઇનામી ચાહ !

આ ઇનામી ચાહ ખાસ બંગાળી ઉંચી જાતનો છે. આ ચાહ સુસ્તી દૂર કરવામાં, બગડેલા લોહીને સુધારવામાં, લોહીને સાફ રાખવામાં, દસ્તને સાફ રાખવામાં, ખોરાક પચાવવામાં, હમ્મેશાં તન્દુરસ્ત રહેવામાં, મગજની ગરમીને હઠાવવામાં અને શરીરને રૂષ્ટ પુષ્ટ કરવામાં સહુથી સરસ રીતે હરીફાઇ કરનાર જણાયેલ છે. તેથીજ અમદાવાદી પ્રજા એકે અવાજે કહે છે કે ચાહ ઉત્તમ ગુણકારી છતાં તેમના ડબ્બાની અંદરથી કીંમતી ચીજો નીકળે છે એથી ઇનામી ચીજોનો ફાયદો મળતાં ચાહ તો મફતમાંજ ઘેર પડયો રહે છે. કહો આમ એક પંથને બે કામ છે કીંમત ૧ રતલવાળા ચોરસ ડબ્બાના ૧૪ આના અને ૧૨ ઔંસવાળા લાંબા ડબ્બાના ૧૨ આના છે.

મળવાનું ઠેકાણું—

**દિલ્લીવાળા લાલા બિશનદયાળ ધર્મદાસ**

**અતરવાળા.**

**જુમ્મા મસજીદ સ્હામે દુકાન નંબર ૩૫૫૩**

**અમદાવાદ.**

## આનંદદાયક અત્તર.

સાહેબો ! અત્તર એવી ઉમદા અને કરામત ભરી ચીજ છે કે રસ્તે જતા આવતા રાહદારીઓનાં મન એકાએક પોતાના તરફ ખેંચી લેછે. સંસારના વ્યવહારિક બોજાના કંટાળાથી કંટાળનારનો એકદમ કંટાળો દૂર કરી દેછે. મગજને અને મનને આનંદ તથા મસ્ત બનાવી દેછે. ખરાબ હવાથી થનારાં દર્દોને પોતાની ખુશબોના જોરથી અટકાવી શકેછે. રોગીને, ભોગીને, સંયોગીને અને યોગીને પણ મઝાહ બતાવેછે અને ઘણા ખરાં દર્દોને પણ દફે કરે છે. સર્વે કરતાં કવિયોને, લેખકોને, બારીક કારીગરી ભર્યા કામો કરનારા કારીગરોને અને તન મનને દુરૂસ્ત રાખનારાઓને તો જરૂર અત્તર (મોશમને અનુસરતાં) રાખવાની જરૂર જ છે: કેમકે તેના રાખવાથી સ્મૃતિ આનંદિત અને તેજવંત રહે છે. કામી સ્ત્રી પુરૂષોનું તો (અત્તર) તન મન ધન છે; માટે અવશ્ય ખરીદો ! અમારા વચનોની ખાત્રી કરો અને પોતે આનંદ લ્યો તેમજ બીજાઓને આનંદ આપો.

## અત્તરોનાં નામ અને કીંમત નીચે મુજબ.

| | |
|---|---|
| ગુલાબ, કેવડો ... ... ... | ।=॥।॥।)૧)૧॥)૨)૩)૪)૫) |
| મોતીયા, ચંબેલી ... ... ... | ।=)॥)॥।)૧)૧॥)૨)૩) |
| હિના, ... ... ... | ।=) ॥)॥।)૧)૧॥)૨)૩)૪)૫) |
| જુઇ, મોલશ્રી, ગુલહિના ... ... ... | ॥। ૧)૧॥)૨)૩) |
| પાંદડી, ખસ ... ... ... ... | ।=)॥)॥।)૧)૧॥)૨) |
| મટી, સુહાગ, કેશર ... ... ... ... | ॥।॥।)૧)૨) |

| | |
|---|---|
| ફિતના, મજમુઆ ... ... ... ... ... | ૧)૨) |
| શાહનાજ, મુશ્કઅંબર ... ... ... ... | ૧)૨)૪) |
| ચંપા, નાગકેસર ... ... ... ... | ॥) ॥।) ૧)૨) |
| નારંગી, આમ (કેરી) ... ... ... | ॥) ॥।) ૧)૨) |
| ફુદીના, ગુલહાઉદી ... ... ... | ॥) ॥।) ૧)૨) |
| ગેંદા, હારાસંધાર ... ... ... ... | ॥) ॥।] ૧)૨) |
| ખીરા, દોના ... ... ... ... ... | ॥)॥।)૧)૨) |
| કેતકી, સેવતી ... ... ... ... | ૧) ૨) ૩) ૪) ૫) |
| અગર ... ... ... ... ... ... | ૩ ૩)૫)૮)૧૦) |
| રૂએ ગુલાબ ... ... ... ... ... | ૪૦)૫૦)૬૦ |
| રૂહ, પાંદડી, રૂહખસ ... ... ... ... | ૨)૩)૪)૬) |
| દસ્તંબોલ અને બસરાગુલાબ... ... ... | ૧૦)૧૫) |

---

# સુદ્ધ સાચાં મોતીનો સુરમો.

અમારી ઉમદા બનાવટના સુરમાના અંજનથી સ્ત્રી પુરૂષ બાળક વૃદ્ધ અને ઝીણાં કામ કરતા અથવા લખવા વાંચવા ભણવાના માવરાવાળા દરેક જણને ઘણોજ ફાયદો આપે છે. આંખની ગરમી, પાણીનું ઝરવું, શરૂઆતનો મોતીઓ, ઝાંખ, છારી, છાયા, ધુંધ, પડળ, વાખદ, પરવાળાં, લાલાસ, દુખાવો અને કમતી દેખાવાપણું વગેરે તમામ રોગો ઘણી ઝડપથી મટે છે. આંખ નિર્મલ, રૂપાળી અને તેજદાર તથા દૂરથી જોઇ-શકે તેવી તાકાતદાર બને છે. છતાં બિલકુલ સસ્તો છે. ખુ-લાસા માટે નીચેને શિરનામે કાગળ લખો કે રૂબરૂ મળો.

---

**લાલા બિશનદયાળ ધરમદાસ—અમદાવાદ.**

## અમારૂં તારનું સરનામુ-

બીશનદયાળ ધરમદાસ—**અમદાવાદ.**

## અમારી દુકાનના નિયમો.

૧ આ સૂચીપત્રમાં લખેલી ચીજો રોકડેથી આપવામાં આવે છે. તેમજ બહારના ગ્રાહકોને વી. પી. પણ મોકલવામાં આવ છે.

૨ પરદેશી ગ્રાહકોને એ પ્રાર્થના છે કે અમારે ત્યાંથી જે માલ મંગાવવો હોય તેની કીંમતના પૈસા અને ટપાલખર્ચ હુંડી કે મનીઓર્ડર મારફત અથવા તો જેમ સુગમ પડે તેમ મોકલી આપવા.અને જો માલની રસીટ રજીષ્ટર્ડ કરાવીને મંગાવવી હોય તો રજીષ્ટર્ડ ફીના બે આના વધારે મોકલવા.રજીષ્ટર કર્યા વગર મોકલેલી રસીટ ખોવાઈ જાય તો તેની જોખમદારી અમારે શિર રહેશે નહિ.

૩ કાગળ લખતી વખતે પોતાનું નામ. ઠેકાણું,ગામ, પોષ્ટ, અને જીલ્લો ગુજરાતી, બાળબોધી અગર ઇંગ્રેજીમાં ચોખા અક્ષરોથી ખુલ્લાસા વાર લખવાં. જો એવુ ચોખું નહી લખેલ હશે તો માલ અને જવાબ મોકલવામાં ઢીલ થશે. જો રેલવે મારફત માલ મંગાવવો હોય તો સ્ટેશનનું નામ તથા ગુડસ કે પારસલથી મોકલવું વગેરેનો ખુલાસો લખવો, અને જો ટપાલમાં મંગાવવો હોય તો જે ગામમાં પોષ્ટ ઑફીસ હોય તે ગામનું નામ લખવું કે જેથી તરત માલ મોકલવામાં આવશે.

૪ જો નોટ અને ટીકીટો કાગળમાં બીડી મોકલવી હોય તો રજીષ્ટર કરાવી મોકલવી જોઇએ.

૫ જે મહેરબાનોને કોઇ પણ બાબતનો ખુલાસો કે અમારૂં સૂચીપત્ર મંગાવવું હોય તો અરધા આના નીટીકીટ

અને પોતાનું નામ, ઠામ, ગામ ચોખા અક્ષરોમાં લખી મોકલવાં. ટીકીટ પહોંચ્યા પછી સૂચીપત્ર તરત મોકલવામાં આવશે.

૬ મંગાવેલો માલ જો પસંદ ન પડે કે, ખરાબ જણાય અથવા તો તેને બદલવો હોય તો તે અમો ખુશીની સાથે બદલી આપીશું. અથવા જો પૈસાજ પાછા જોઈતા હશે તો તે પણ માલના લીધેલા પૈસા પાછા આપીશું, પણ થયેલું પેકીંગ પોષ્ટેજ વગેરે ખર્ચ મંગાવનારાઓએ મજરે આપવું પડશે

૭ નાટપેડ કાગળ લેવામાં આવશે જ નહિ માટે ટીકીટ ચોટાડીને જ કાગળ લખી મોકલવો.

૮ જ્યાં રેલવે ન હોય ત્યાં પોષ્ટ મારફતજ મોકલવામાં આવશે; જેમકે નેપાળ, રંગુન, સીલોન, આસામ, જાંઝીબાર વગેરે દૂરના દેશોમાંથી માલ મંગાવનારાઓને ટપાલ મારફતજ મોકલવામાં આવશે. જ્યાં વેલ્યુપેબલ વગેરેથી પૈસા વસૂલ થઈ શકે તેમ ન હોય ત્યાંથી માલ મંગાવનારા સાહેબો અગાઉથીજ પૈસા મોકલાવશે તોજ માલ મોકલવામાં આવશે. (શિરનામું ચોખે ચોખું દર્શાવવું.)

૯ જો કોઈ માલ મોકલવામાં સરત ચૂકથી ભાવમાં ફેરફાર રહી ગયો જણાય તો પારસલનો નંબર જે લખેલો હોય તે અને અમારા ભરતીઆનો નંબર લખી મોકલવામાં આવશે તો ભૂલ ચૂક મજરે આપવામાં આવશે.

૧૦ જે મહાશયો અમારે ત્યાંથી માલ વી. પી.થી મંગાવે તેઓએ મહેરબાની કરીને કદિ પણ પાછો ન મોકલવો, નહીં તો પોષ્ટેજ, રેલવે ખર્ચ અને માલની નુકસાનીનું, ખર્ચ વસૂલ લેવા ચાંપતા ઉપાય લેવામાં આવશે; અને તેના સઘળા

ખર્ચની જોખમદારી જવાબદારી મંગાવનારાના શિરપરજ રહેશે.

૧૧ વિશેષ માલ વી. પી. થી મંગાવનારાઓએ દર સેંકડે દશ રૂપિયા પહેલાંથીજ મોકલવા કે જેથી તરત માલ રવાના કરવામાં આવશે. કારણકે ઘણાક મહેરબાનો વી પી. થી માલ મંગાવી પછીથી વી. પી. છોડાવતા નથી તેટલાજ કારણથી પૈસા અગાઉથી મંગાવવામાં આવે છે.

૧૨ વ્યાપારીઓને વિનંતી છે કે-એકવાર અમારો માલ મંગાવી લાભ મેળવો; કેમકે વ્યાપારીઓને કિફાયતની સાથે વ્યાપારી ભાવથી માલ ઘણીજ તાકીદથી મોકલવામાં આવશે. અને અમારા માલ શિવાય કમીશનથી ( સેકડે રૂપિયે ) બીજો માલ મંગાવશે તો તે પણ મોકલવામાં આવશે.

૧૩ જે મહેરબાનોને કાગળનો જવાબ ન મળે તેમણે અઠવાડીયા સુધી રાહ જોઇ ફરી બીજો કાગળ લખી સુચના આપવી અને સમજી લેવું કે પહેલાંનો કાગળ બરોબર ઉકલે લો નહીં હશે.

૧૪ મનીઓર્ડરના કુપન ઉપર જે માલ મંગાવવા માટે પૈસા મોકલેલા હોય તે બાબત સ્પષ્ટ રીતે લખી જણાવવી.

૧૫ રવીવાર અથવા મોટા ઇંગ્રેજી તહેવારના દિવસ શિવાય ટપાલમાં પારસલો આપવા લેવાની બંધી હોતી નથી તો તે શિવાય દરેક દિવસે પારસલ મોકલવામાં અડચણ પડશે નહિ.

૧૬ જે ચીજોના મૂલ કરતાં ટપાલ ખર્ચ વધારે લાગતું હોય, જેમકે સાબૂ, શરબત, ગુલકંદ વગેરેના મૂલ કરતાં ટપાલ ખર્ચ વધારે લાગે છે જેથી, અથવા પારસલ ફુટવાથી

માલ ખરાબ થવાનો ભય હોય તેથી એવો માલ મંગાવનારાઓએ રેલવે મારફત મંગાવવો કે જેથી સારો ફાયદો થશે; કેમકે ૨ા શેરનું પારસલ ૨૫૦ માઇલ સુધી રેલવેમાં ફક્ત ૪ આનામાં જઈ શકે છે અને પોષ્ટમાં તેની ૧૨ આના લાગટ આવે. છે માટે તે પ્રમાણે કરવા ધ્યાન આપવું.

૧૭ અમે અમારો દરેક માલ બરોબર તપાસીને કાળજીપૂર્વક પેક કરીને મોકલીએ છિયે, પણ પેક કરી અમારી દુકાનેથી રેલવે સ્ટેશન અગર પોષ્ટ ઓફીસે પહોંચાડયા પછી તેના જોખમદાર અમો નથી.

---

# એક નવિન ખુશ ખબર !!

મહેરબાન વ્યાપારિયો, કારિગરો, વૈદ્ય-ડૉકટરો અને સેલરો ! અમો આ નોવેલનો બીજો ભાગ થે વખતમાં બહાર પાડવા ચાહિયે છિએ અને તેની ૨૫૦૦૦ કહાડવાના છીએ; માટે જેઓ સાહેબોને પોત ની ચીજોની જાહેર ખબરો પ્રસિદ્ધ કરવા મોકલી પે ધધાને વધારે ખિલવવા બોહોળી જાહેર ખબર ફેલાવવી તો તાકીદે મોકલવા તસ્દી લેશો. જે સાહેબો અમારી જાહેર ખબર પોતાની તરફથી પ્રસિદ્ધ થતા ન્યુસપેપરોમાં કે ચોપડી ઓમાં પ્રસિદ્ધ કરવા કબુલ હશે તો તેઓની જાહેર ખબરો પ્રસિદ્ધ કરવાનું અમો લવાજમ લઇશું નહિ, પણ જેઓ તેમ ન કરતાં અમારી તરફ મોકલશે તો અમો એક પેજ જેટલી જગાના ફકત રૂ. લઇશું માટે આ સોનેરી તકનો લાભ લેવા અવશ્ય લક્ષ આપી લાભ લેવા અને અપાવવા ચૂકવું નહિ.

**અમારે ત્યાંથી આઠ આનાની કીંમતની કાંઇપણ ચીજ લેનારને આ નોવેલ ભેટ આપવામાં આવશે.**

## દિલ્લીવાળા લાલાબિસનદયાલ ધરમદાસ.

અત્તરવાલા—અમદાવાદ.

## જમનાદાસ અંબારામ ગીલ્ટ કરનાર.

**હાજાપટેલની પોળસામે અમદાવાદ.**

જો તમારે ગમે તે ધાતુની ચીજ ઉપર સોના કે ચાંદીનો સારો શોભિતો ટકાઉ ને જેવો જોઇએ તેવી કીંમતનો ગીલ્ટ કરા-વવો હોય તો નીચેને ઠેકાણે મળો અથવા કાગળ લખી ખુલાશો મેળવો.